५८५२

# दर्शनशास्त्र संबंधी चर्चा.



## સાંખ્ય દર્શન.

મહર્ષિ કપિલ, સાંખ્યમતનો ફેલાવો કરનાર હતો. ઇશ્વરનું અસ્તિત્વ કબૂલ કરતો નહોતો.

इश्वरासिद्धेः ।

સાંખ્ય પ્રવચનનું ૯૨ સૂત્ર.

કેમકે ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી.

જો ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ ન થાય તો કેવી રીતે ગતની ઉત્પત્તિ થઈ, આ વિષયનો પણ તેને વિચાર વો પડયો હતો. તેણે વિચાર કરીને જોયું.

नावस्तुनो वस्तुसिद्धिः

સાંખ્ય પ્રવચનનું ૭૮ સૂત્ર.

પહેલા રહેલી વસ્તુ ન હોય તો કોઇ વસ્તુ ઉત્પન્ન ે નથી.

नाऽसदुत्पादो नृशंगवत् ।

સાંખ્ય પ્રવચનનું ૧૧૪ સૂત્ર.

જેમ માણુસને શીંગડાં હોવાં અસંભવછે. તેમ સત્ એટલે અવસ્તુથી કંઇ ઉત્પન્ન થવું એ અસંભવછે.

उपादाननियमात् ॥

सांख्य प्रवचननुं ११५ सूत्र.

भाष्य। मृद्येव घट उत्पद्यते तन्तुष्वेव पटइत्येवं कार्याणा मुपादानकारणं प्रति नियमोऽस्ति ।

કેમકે પ્રત્યેક વસ્તુનું ઉપાદાનકારણ* હોય એવો નિયમછે, જેમ માટી ઘડાનું અને સુતર કપડાનું ઉપાદાન છે.

नाशः कारणलयः ।

सांख्य प्रवचननुं १२१ सूत्र.

કારણમાં લયથવાને નાશ કહેછે.

આ કેટલાક સુત્રોનો તાત્પર્ય એ છે કે પહેલાં કાંઈ નહિ હોવાથી અકસ્માત કોઈ વસ્તુ ઉત્પન્ન થઈ શકતી નથી. સર્વ વસ્તુઓ પહેલાની રહેલી, કોઇને કોઇ વસ્તુથી ઉત્પન્ન થાયછે. જેમ માટીથી ઘડો, દુધથી દહીં, રૂપાથી નાણું વગેરે.

જે સમયની વાત લખવામાં આવેછે તે વેળા, નો આ ભાવ ઘણોજ પ્રગાઢછે. એ કપિલઋષિના ગાઢ વિચારનું ફળછે. ઉપર લખેલા સૂત્રોના ભાવાર્થ ઉપ

---

* જે વસ્તુ એક અવસ્થામાં આવીને બીજી કોઇ વસ્તુ ઉત્પન્ન કરે તેનું નામ ઉપાદાન છે.

વિચાર કરીને જોવાથી જણાય છે કે મહર્ષિ પોતાના બુદ્ધિબળથી જગતની ઉત્પત્તિનું છુપું તત્વ નીચેથી કાઢતા હોયની ! પણ તેનો ઉપાય નહોતો !

કપિલ ઉપલા કેટલાક મૂલ સૂત્રાનુસારે પ્રકૃતિ પુરૂષ નામના બે નિત્યપદાર્થો કબૂલ કરેછે. પ્રકૃતિ અચેતન સ્વરૂપ એટલે જડછે. એના પરિણામ એટલે વિકારથી આખો વિશ્વવ્યાપાર ઉત્પન્ન થયોછે.

આ પ્રકૃતિ આદિકારણ છે; એનું બીજું કારણ નથી. કપિલે એનું અમૂલ, મૂલ લેખે વર્ણન કર્યુંછે.

मूले मूलाभावादमूलं मूलम् ।

સાંખ્ય પ્રવચનનું ૬૭ સૂત્ર.

મૂલનું એટલે પ્રકૃતિનું મૂલ નથી, એટલા માટે પ્રકૃતિ મૂલ વિનાની છે.

ટૂંકામાં તે આદિકારણથી ધીરે ધીરે કાંઇ પરંપરાની ઉત્પત્તિ થાયછે તેથી જ ઋષિએ તેનું નામ ×પ્રકૃતિ આપ્યું છે. એ આદિકારણનું નામ માત્રછે.

पारम्पर्येऽप्येकत्र परिनिष्ठेति संज्ञामात्रम्

સાંખ્ય પ્રવચનનું ૩૮ સૂત્ર.

---

× प्रकरोतीति प्रकृतिः ॥

સર્વદર્શનસંગ્રહ સાંખ્ય.

કારણનું કારણ અને તે કારણનું ફરી બીજું કારણ. આવી રીતે જો કારણ પરમ્પરા હોય તો એક સ્થાનમાંથી જઇને કારણમાં આવશે. પ્રકૃતિ તે આદિકારણની સંજ્ઞામાત્રના શિવાય બીજું કંઈજ નથી.*

જેમ દૂધથી દહીં, દહીંથી માખણ અને માખણથી ઘી ઉત્પન્ન થાયછે તેમ સર્વ વસ્તુજ સાક્ષાત્ અથવા પરમ્પરા સંબંધથી આ પ્રકૃતિના પરિમાણથી ઉત્પન્ન થાયછે. જગત્ના બધા પદાર્થ મૂલ પ્રકૃતિની કાર્યપરમ્પરા માત્રછે.†

જગત્ની વસ્તુઓના ઉત્તમ, મધ્યમ અને અધમ ત્રણ

---

* प्रकृतिरिह मूलकारणस्य संज्ञामात्रमित्यर्थः ॥

વિજ્ઞાનભિક્ષુક કૃત ભાષ્ય.

†હાલના વિજ્ઞાનવિત્ યુરોપના વિદ્વાનોનો સૃષ્ટિ વિષયક મત (The Theory of Evolution) કેટલોક શું આ સાંખ્ય મતના જેવો જણાતો નથી ? તેઓ કહે છે કે જેમ કીડા રૂપાન્તરિત થઇને ભમરા ઉત્પન્ન થાયછે, તેમ એક વસ્તુ અને એક પ્રાણી ગણાઇને બીજી વસ્તુ તથા બીજાં પ્રાણી ઉત્પન્ન થાય છે. કપિલ ઋષિ તેઓના આ મતનો એક અસંકુચિત અંકુર રોપી ગયોછે, આમ કહેવું ખોટું નથી.

જાતના સ્વભાવ જોઇને મહર્ષિ કપિલે એઓનાં મૂલ સ્વરૂપ ઉત્તમ, મધ્યમ અને અધમ ત્રણ કબૂલ કર્યાછે. સત્વ, રજ અને તમ ઉપરની મૂલપ્રકૃતિ આ ત્રણની સરખી અવસ્થા જોઇને કહ્યું છે.

सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः

સાંખ્ય પ્રવચનનું ૬૧ સૂત્ર.

પ્રકૃતિ સત્વ, રજ અને તમોગુણની સામ્યાવસ્થા સ્વરૂપ છે.

પ્રકૃતિ જડ પદાર્થ છે, તોપણ કેવી રીતે ગુણના સ્વરૂપ તરીકે વર્ણન થયું છે, આવો સન્દેહ ઉત્પન્ન થઇ શકે છે સન્દેહ શા માટે ? બુદ્ધિમાન માણસો વગર હરકતે કહી શકેછે કે આ સમજાવવાની વાત નથી. પરન્તુ એકદમ સાંભળ્યાથી આ નિયમ જેટલો અબોધ્ય અગમ્ય જણાયછે તેટલો ખરેખર નથી. ધણુંકરીને ગુણ શબ્દનો જેવો અર્થ ચાલે છે, તેવો સાંખ્યશાસ્ત્રમાં આ ત્રણ ગુણનો અર્થ નથી. આ ત્રણ ઉત્તમ, મધ્યમ અને અધમ. ત્રણ પ્રકારની વસ્તુ સ્વરૂપ છે. લોકો જેમ ગુણ એટલે દોરડાથી ગાય, ભેસ વગેરે જનાવરોને બાંધેછે, તેમ પુરૂષ એટલે જીવ, આ સત્વ, રજ વગેરે ત્રણ વસ્તુથી બાંધેછે; એથી આ ત્રણ પ-

દાર્થ ગુણ તરીકે જણાય છે એટલામાટે સાંખ્ય શાસ્ત્રમાં આ ત્રણ ગુણ, પ્રકૃતિના ગુણ નથી, ગુણવાળી વસ્તુ છે.

सत्वादीनि द्रव्याणि न वैशेषिका गुणाः संयोगविभागवत्त्वा ल्लघुत्वचलत्वगुरुत्वादिधर्मकत्वाच्च । तेष्वत्र शास्त्रे श्रुत्यादौच गुणशब्दःपुरुषोपकरणत्वात् पुरुषपशुबन्धकत्रिगुणात्मकमहदादि रज्जुनिर्मातृत्वाच्च प्रयुज्यते ॥

સાંખ્ય પ્રવચન ભાષ્ય.

સત્વ, રજ અને તમ આ ત્રણ પદાર્થ દ્રવ્ય છે, તે વૈશેષિક મતાનુયાયી ગુણ નથી, કેમકે તેઓ સંયોગ, વિયોગ, લઘુત્વ, ચલત્વ, ગુરૂત્વાદિ ગુણવાળા છે. લોકમાં જેમ ગુણ એટલે દોરડાથી બાંધે છે, તેમ પુરૂષ એટલે જીવાત્મારૂપ પશુ તે સત્વાદિ ત્રણ દ્રવ્યમાં પ્રસ્તુત *મહત્વાદિ ત્રિગુણ રજ્જુથી બંધાયલા છે. આ વાસ્તે સાંખ્ય તથા વેદાદિ શાસ્ત્રમાં તે ત્રણ ગુણ દ્રવ્ય ગુણ તરીકે વાપરેલા નથી.

જગતની સર્વ ચેતન અચેતન વસ્તુમાં આ ત્રણ ગુણની શક્તિ દીઠામાં આવે છે, જેમ સત્વગુણની શક્તિમાં અગ્નિની ઉપરની ગતિ છે અને મનુષ્યના

---

* મહત્તત્વનો અર્થ પછવાડે જોવામાં આવશે.

સુખ તથા પુણ્યની ઉત્પત્તિ થાયછે. રજોગુણના પ્રભાવથી વાયુનો પ્રચંડ વેગ છે અને મનુષ્યને પાપની ઉત્પત્તિ થાયછે. તમોગુણના પરાક્રમથી પાણી તથા માટીની અધોગતિ થાયછે અને મનુષ્યની મૂઢતા તથા મનસ્તાપ ઉત્પન્ન થાયછે.

આ ત્રણ ગુણનાં કાર્ય તથા એકમેકના વચ્ચેનો સંબંધ વગેરે લઇને સાંખ્યશાસ્ત્રમાં વિશેષ ચર્ચા કરીને ઘણાક તર્ક વિતર્ક વિચાર તથા સિદ્ધાન્ત છે. તે સર્વ કુટિલ તથા જટિલ અવાસ્તવિક વિષયનો વૃત્તાન્ત લખ્યાથી વાંચનારને અસુખ શિવાય સુખ દાયક થશે નહિ. ટૂંકામાં તેનું કંઇક વર્ણન આપવું યોગ્ય ધારીએ છીએ.

પુરૂષ ચેતન સ્વરૂપ છે, પરન્તુ સુખ દુઃખ વિગેરેથી રહિત છે એમ પરિણામી એટલે વિકાર વિનાનો છે, અને અકર્તા એટલે કંઇ કાર્ય કરતો નથી. સર્વ વિશ્વવ્યાપાર જ પ્રકૃતિનું કામ છે. આ પુરૂષ જ પ્રાણીઓનો આત્મા સ્વરૂપ છે, તેથી જેટલા પ્રાણીઓ છે, તેટલા જ પુરૂષ કહેવા જોઇયે. કપિલ ઋષિયે જગતના સચેતન અચેતન બે જાતના પદાર્થ જોઇને તેનું મૂલ સ્વરૂપ આ બે પદાર્થનું અસ્તિત્વ માન્યુંછે.

પ્રકૃતિ અને પુરૂષ એકમેકના આધારે છે જેમ લોઢુ ચુમ્બકની પાસે હોવાથી ચુમ્બકની તરફ જાયછે, તેમ પ્રકૃતિ પુરૂષની પાસે હોવાથી વિશ્વ રચનામાં પ્રવૃત્ત થાયછે. જેમ પાંગળો અને આંધળો પ્રત્યેક પોતાની સ્વતંત્ર સ્વતંત્ર ઇચ્છા મુજબ કોઇ જગાપર જવાને સમર્થ થઇ શકતા નથી. પરન્તુ જો આંધળો માણસ પાંગળા માણસને પોતાના ખભા ઉપર બેસાડીને તેનો બતાવેલો માર્ગ પકડે તો બેઉ મુકરર કરેલી જગાએ પહોચવાને શક્તિમાન થાય તેમ પ્રકૃતિ પોતે જડ હોવા છતાં પણ પુરૂષની મદદથી સંસાર વ્યાપાર બજાવવામાં સમર્થ થાયછે.

સાંખ્યશાસ્ત્રકારે પ્રકૃતિ પુરૂષ વગેરે પચીશ પદાર્થ માનીને તેનાં નામ તત્વ રાખ્યાં છે. તે પચીશ તત્વ આ છે. પ્રકૃતિ, પુરૂષ *મહત્ +અહંકાર મન અને નીચે લખેલાં પાંચ મહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ તન્માત્રછે.

---

* મહત્તત્વ બુદ્ધિનું સ્વરૂપ છે. તેનાથી બધા વિષયનું કરવું કે ન કરવું એ નક્કી થાયછે.

+ હું કરૂં છું, મારૂં ઘર, મારો પુત્ર, ધનવાન હું વિદ્વાન ઇત્યાદિ અભિમાન કહેવાયછે.

| મહાભૂત | જ્ઞાનેન્દ્રિય | કર્મેન્દ્રિય | તન્માત્રા |
|---|---|---|---|
| માટી | આંખ | હાથ | રૂપ |
| પાણી | કાન | પગ | રસ |
| વાયુ | નાક | વાણી | ગંધ |
| અગ્નિ | રસના | માથું | સ્પર્શ |
| આકાશ | ચામડી | ઉપસ્થ | શબ્દ |

આ દર્શનમાં આ પચીશ તત્ત્વની સંખ્યાછે તેથી એ સાંખ્યદર્શન તરીકે પ્રસિદ્ધ થયુંછે

જે અવસ્થામાં સત્વ, રજ અને તમ સરખી રીતે રહે છે એટલે એવા ગુણનો ઉદ્રેક અથવા ક્રિયા હોતી નથી તે અવસ્થાને તેઓની સમાન અવસ્થા કહેછે. પછી ધીરે ધીરે ગુણોનો ઉદ્રેક થઈને જગતની સૃષ્ટિ થાય છે. સાંખ્યશાસ્ત્રમાં જે રીતની સૃષ્ટિ પ્રક્રિયા લખેલી છે, તેનું વર્ણન કરવામાં આવેછે

"પ્રકૃતિથી મહત્તત્વની ઉત્પત્તિ થાયછે, મહત્તત્વથી અહંકાર થાયછે, સત્વ ગુણોદ્રિક્ત અહંકારથી જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય તથા મનની ઉત્પત્તિ થાય છે, રજોગુણોદ્રિક્ત અહંકારથી પંચ તન્માત્ર ઉત્પન્ન થાયછે, અને પંચ તન્માત્રથી પંચ મહાભૂત ઉત્પન્ન થાયછે તેની પણ રીતિ એક સરખી છે. શબ્દ તન્માત્રથી આકાશ થાયછે,

આકાશનો ગુણ શબ્દ છે. શબ્દ તન્માત્રા અને આકાશ આ બેઉથી વાયુ ઉત્પન્ન થાયછે, વાયુનો ગુણ શબ્દ તથા સ્પર્શ છે. આ બે તન્માત્રની સાથે રૂપ તન્માત્રથી તેજ ઉત્પન્ન થાય છે. તેજનો ગુણ શબ્દ છે, સ્પર્શ અને રૂપ છે, આ ત્રણ તન્માત્રની સાથે રસ તન્માત્રથી પાણી થાયછે, પાણીનો ગુણ શબ્દ, સ્પર્શ અને રસ છે. આ ચાર તન્માત્રથી ગંધ તન્માત્રથી પૃથ્વી થાયછે, પૃથ્વીનો ગુણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે. આ પંચ મહાભૂતથી જ ચઉદ ભૂવન અને તેજનાં કાર્ય જાત થાયછે."

સાંખ્ય શાસ્ત્રના કેટલાક ભાગમાં વધારે બુદ્ધિનું પ્રાખર્ય જણાય છે તેમાં સંદેહ નથી વસ્તુ એ ભાગ ઘણોજ મન કલ્પિત છે એ કહેવું બાહુલ્યછે. જે વેળાએ ભૂમંડલમાં વિજ્ઞાન રાજનો માર્ગ દેખાડનાર બેકેન તથા કાંટનો જન્મ થયો નહોતો તે સમય વધારે આશા કેમ કરાઈ શકાય ?

સાંખ્ય પંડિતો સંસારના સઘળા તાપ એટલે દુઃખ ત્રણ ભાગમાં વહેંચે છે; આધ્યાત્મિક, આધિભૌત્તિક તથા આધિદૈવિક. તાવ વગેરે રોગ, પ્રિય વસ્તુનો વિયોગ તથા અપ્રિય વસ્તુનો બનાવ અને કામ ક્રોધ

લોભાદિકથી જે દુઃખની ઉત્પત્તિ થાય છે. તેનું નામ આધ્યાત્મિક દુઃખ છે. અગ્નિ વાયુ જલાદિ સ્થાવર વસ્તુથી જે દુઃખ થાય છે, તે આધિભૌતિક દુઃખ કહેવાય છે શીત ગરમી, વાત, વર્ષા, વગેરેથી ઉત્પન્ન દુઃખનું આધિદૈવિક દુઃખ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે.

મનુષ્ય માત્ર આ ત્રણ જાતના તાપથી સન્તાપછે. મનુષ્યોને આ ત્રણ તાપથી છોડાવવાની સાંખ્ય દર્શનની મુખ્ય મતલબ છે.

दुःखत्रयाभिघाताज्जिज्ञासा ।

સાંખ્ય. કારિકા.

ત્રણ જાતના દુઃખ વિનાશનો ઉપાય પૂછવો.

વિવેક એટલે તત્વજ્ઞાન જ આવી મુકતી સાધનનો ફક્ત ઉપાય છે.

જીવનું સુખ દુઃખ ઉપર લખેલી મૂળ પ્રકૃતિનું કામ છે એ બેઉની આખરે નિવૃત્તિ થવાનેજ મુક્તી કરેછે. તત્વજ્ઞાન આ મુક્તિનુ કારણ છે. પ્રકૃતિથી પુરૂષના ભેદ જ્ઞાનનેજ તત્વજ્ઞાન કહે છે.

સાંખ્ય દર્શનના મતમાં ધર્મ બે પ્રકારના છે. અભ્યુદયનું કારણ અને નિઃશ્રેયસનું કારણ, યજ્ઞાદિના

અનુષ્ઠાનથી જે ધર્મ સાધન કરવામાં આવે છે, તેને અભ્યુદયનું કારણ કહેછે તેવાથી આ લોક તથા પર-લોકમાં સુખ મળેછે. અષ્ટાંગયોગના અનુષ્ઠાનથી જે ધર્મની ઉત્પત્તિ થાયછે, તેને નિઃશ્રેયસનું કારણ કહેછે તેનાથી તત્વજ્ઞાન ઉત્પન્ન થઇને મુક્તિ મળેછે.

જેવી રીતે જ્ઞાનનો આવિર્ભાવ થવાથી મુક્તિ મળે છે તેના વિષે ઈશ્વર કૃષ્ણે લખ્યું છે.

एवं तत्वाभ्यासान्नास्मि न मे नाहमित्यपरिशेषं । अवि-पर्ययाद्विशुद्धं केवलमुत्पद्यते ज्ञानम् ॥

સાંખ્યકારિક ૬૪.

**આવી** રીતે તત્વાનુશીલન કર્યાથી હું નથી મારૂં શરીર **નથી, કેમકે** મારા શિવાય શરીર શિવાયછું હું અહંકાર વિનાના આ છેલ્લા સિદ્ધાન્ત સ્વરૂપ અને નિઃસંશયિતાથી વિરૂદ્ધ એક માત્ર જ્ઞાન ઉત્પન્ન થાયછે (એ જ્ઞાનમાં મુક્તિ થાયછે.)

સર્વદા હિન્દુમંડળમાં વેદનો કેવો અતુલ પ્રભાવ તથા દુર્જય પરાક્રમ ચાલતો આવેલો છે! કપિલે ઈ-શ્વરનું અસ્તિત્વ અકલેશથી ન માન્યુ પરંતુ વેદનો મહિમા ના કબુલ તે કરી શકયો નહિ તેણે પણ વે-દાર્થ પ્રામાણિક તરીકે માન્યોછે.

सिद्धरूपबोद्धृत्वाद्वाक्यार्थोपदेशः ॥

સાંખ્ય પ્રવચનન ૧। ૯૮ સૂત્ર.

भाष्य—हिरण्यगर्भादीनां सिद्धरूपस्य यथार्थस्य ।

વેદ વાકયનો અર્થોપદેશ પ્રમાણછે, કેમકે તેના કર્તા ખરેખર અર્થ જાણતા હતા.

સાંખ્ય એક પ્રાચીન દર્શન છે. સુપ્રસિદ્ધ ઉપનિષદ્ મહાભારત અને બીજાં પુષ્કળ શાસ્ત્રોમાં તેનો પ્રસંગ છે.

नित्योऽनित्यानांचेतनश्चेतनानां
एकोबहुनांयोविदधातिकामान् ।
तत्कारणंसांख्ययोगाधिगम्यं
ज्ञात्वादेवमुच्यतेसर्वपाशैः ॥१३॥

શ્વેતાશ્વતરોપનિષત્ ૬

જે સર્વ અનિત્ય વસ્તુમાં નિત્યછે, અને સઘળા સચેતન પદાર્થનો ચેતન સ્વરૂપ છે તથા જે એક થઇને પુષ્કળ જીવની કામના પૂર્ણ કરે છે તે સાંખ્ય યોગના અધિગમ્ય તથા કારણ સ્વરૂપ ઇશ્વરને જાણી શકયાથી સર્વ પાશમાંથી મુક્ત થવાયછે.

કેવળ સાંખ્યયોગજ નહિ પણ યોગ પ્રવર્ત્તક કપિલ ઋષિનું નામ પણ એ ઉપનિષદ્‌માં દાખલ થયલુંછે.

ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति ।

श्वेताश्वतरोपनिषत्. ६

જે પ્રસૂત કપિલ ઋષિને પ્રથમમાં જ્ઞાનથી પોષણ કરે છે.

મહાભારતના શાન્તિ પર્વના મોક્ષ ધર્મના રહસ્યરૂપ અધ્યાયમાં સાંખ્યયોગનું વિશેષ વર્ણન તથા ઘણીજ પ્રશંસા કરેલી છે.

नास्ति सांख्यसमं ज्ञानं नास्ति योगसमं बलम् ।

મહાભારત શાસ્ત્રપર્વ મોક્ષધર્મ ૩૧૭-૨

સાંખ્ય વિદ્યાના જેવી બીજી વિદ્યા નથી યોગ બલનાં કરતાં બીજું મોટું બલ નથી.

મનસ્મૃતિ રચવાની વેળાએ પણ સાંખ્યદર્શન પ્રચારિત રહેવાનાં પુષ્કળ ઉદાહરણો જોવામાં આવેછે.

કપિલે સગરવંશનો ધ્વંસ કર્યોછે* આવું લખ્યું છે

---

* ભાગવત પુરાણનો કર્તા આ વાત ના કબુલ કરે છે. તે આવું લખે છે કે, રાજપુત્રો મુનિના કોપાનલમાં બલી ગયા હતા એ દંતકથા સારી નથી જેણે મુમુક્ષુ લોકોને માટે ભવ સમુદ્રમાંથી ઉતારવા માટે સાંખ્યરૂપ નાવ તૈયાર કરી છે તે કેવી રીતે ક્રોધના વશીભૂત થઈ શકે.

ભાગવત ૯-૮-૧૨-૧૩.

ગંગા સાગરમાં કપિલાશ્રમ નામનું એક સ્થાનછે દર વર્ષે ત્યાં કાર્તિક મહીનામાં તથા મકર સંક્રાન્તિમાં મોટી ધામ ધુમથી તેની પૂજા થાય છે. કપિલ સુપ્રસિદ્ધ નાસ્તિક હોવા છતાં પણ સ્વધર્મના પક્ષપાતી હિન્દુ જાતિનો પૂજ્ય થઇ રહેલોછે એ કંઈ જેવો તેવો અ-જાયબનો વિષય નથી.

કપિલ પ્રણીત સાંખ્ય પ્રવચન તથા તત્વ સમાસ વિજ્ઞાન ભિક્ષુકૃત સાંખ્યસાર તથા સાંખ્ય પ્રવચન ભા-ષ્ય ઇશ્વર કૃષ્ણ કૃત સાંખ્ય કારિકા, ગૌડપાદ કૃત સાંખ્યકારિકા ભાષ્ય, નારાયણ તીર્થ રચિત સાંખ્ય ચન્દ્રિકા, ત્રિહુતનો રહેવાસી વાચસ્પતિ મિશ્ર રચિત સાંખ્યતત્વ કૌમુદી ઈત્યાદિ સાંખ્યશાસ્ત્રમાં આ દર્શ-નનો વિષય પ્રતિપાદિત થયોછે.

## પાતંજલ દર્શન.

પતંજલિ મુનિ આ દર્શનનો પ્રવર્તક છે એથી એને પાતંજલ દર્શન કહેવામાં આવેછે. એ યોગશાસ્ત્રથી ઓળખાયછે.

સાંખ્ય દર્શનની સાથે પાતંજલ દર્શનનું ઘણાક વિષયમાં મળતાપણું છે. જેમ કપિલે પ્રકૃતિ પુરૂષ વ-ગેરે પચીશ મૂળ તત્વો માન્યાં છે તેમ પતંજલિએ પણ તેનો અંગીકાર કર્યોછે વિશેષ એટલુ છે કે ક-

પિલ મુનિ ઈશ્વરનું અસ્તિત્વ માનતો નથી પતંજ-
લિએ વિશ્વાતીત વિશ્વનિર્માતા સર્વવ્યાપી સર્વશક્તિ
માન પરમેશ્વરની સત્તા કબુલ કરીને માણસના પરિ
ત્રાણને માટે યોગશાસ્ત્ર પ્રવર્ત્તન કર્યુંછે. એથી પાતં-
જલ દર્શન સેશ્વર અને કપિલ દર્શન નિરીશ્વર સાંખ્ય
દર્શન તરીકે કહેવાય છે.

પતંજલિના મતમાં ઇશ્વર લઇને છવીશ તત્વ થાય છે તે કહી ગયો છે કે જગદીશ્વર પોતાની ઈચ્છા પ્રમાણે શરીર ધારણ કરીને જગત બનાવે છે. એટલા માટે તેને એક રીતે સાકારવાદી કહી શકાય.

षड्विंशस्तु परमेश्वरः क्लेशकर्मविपाकाशयैरपरामृष्टःपुरुषः स्वेच्छया निर्माणकार्यमधिष्ठायलौकिकवैदिकः सम्प्रदाय प्रवर्त्तकःसंसारांगारेतप्यमानानांप्राणभृतामनुग्राहकश्च ॥

સર્વદર્શનસંગ્રહ પાતંજલ.

પરમેશ્વર છવીસમું તત્વ છે. તે પુરૂષ *કલેશ, કર્મ,

---

*કલેશ પાંચ જાતના છે, (૧) અનિત્યમાં નિત્ય સમજવું, દુઃખમાં સુખ જાણવું ઇત્યાદિ ભ્રમ, (૨) હું દેહાદિનાં સ્વરૂપ છું એવું જાણવું, (૩) રાગ, (૪) દ્વેશ, (૫) મરણ ત્રાસ.

*વિપાક, તથા +આશય વગરનો છે વિશ્વ રચવા માટે પોતાની ઇચ્છા પ્રમાણે શરીર ધારણ કરીને વૈદિક તથા લૌકિક સંપ્રદાયને ચલાવ્યા અને સંસારાનલમાં બળતા પ્રાણીઓના ઉપર અનુગ્રહ પ્રકાશ કરેછે.

માણસની જાત જાતની ચિત્તવૃત્તિછે અને તે સર્વ વૃત્તિના જૂદા જૂદા વિષય મુકરર છે, જેમ જોવાનો વિષય રૂપછે, સાંભળવાનો વિષય શબ્દ છે, સુંઘવાનો વિષય વાસછે. અંતઃકરણને આ સર્વ વિષયથી દૂર કરીને પરમેશ્વરાદિ ધ્યેય વસ્તુમાં સ્થાપન કરીને તન્માત્ર ધ્યાન કરવાને યોગ કરેછે. યોગનાં યમ નિયમાદિ આઠ અંગછે.

પતંજલિના મતમાં તત્ત્વજ્ઞાનથી મુક્તિ મળે છે. પુરૂષ એટલે જીવાત્મા જડમય જગતથી ઘણોજ જુદો છે એવા જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહેછે. એનું બીજું નામ વિવેકખ્યાતિ છે જેમ સ્ફટિક કુદરતી સફેદછે તેમ જીવ કુદરતથી ચિન્મય માત્રછે. અજ્ઞાનપણાને લીધે સં-

---

* વિપાકનો અર્થ જન્મ, મરવું અને સુખ દુઃખ ભોગરૂપ કર્મ ફળ છે.

+ આશયનો અર્થ કર્મને લીધે વાસના નામનો સંસ્કાર વિશેષછે એ અંતઃકરણમાં રહેછે અને એથી કર્મ ફળની ઉત્પત્તિ થાયછે.

સારમાં પ્રવૃત્ત થઈ હું સુખી છું, હું દુઃખી છું, હું કર્તા છું વગેરે જણાય છે. ઉપર લખેલી રીતે તત્ત્વજ્ઞાન ઉપજ્યાથી અજ્ઞાન રહિત થઇને કેવળ ચિન્મય સ્વરૂપ જ રહેછે એને જ કૈવલ્ય તથા એને જ મુક્તિ કહેછે. જેને તત્ત્વજ્ઞાન થયું છે તેને આવો બોધ થાય છે કે, મારે જે કંઇ જાણવાનું હતું તે જાણ્યું છે, મારા સર્વ ક્લેશ તથા સર્વ અનિષ્ટો નાશ પામ્યાં છે, મારી બુદ્ધિના ગુણો સર્વ રીતે પરિપૂર્ણતાને પામ્યાછે મારૂં તત્વજ્ઞાન ઉત્પન્ન તથા સમાધિ સફળ થઇ છે, અને મારૂં ખરૂં સ્વરૂપ પ્રકાશિત થયુંછે.

એક પતંજલિએ પાણિનિ વ્યાકરણનું ભાષ્ય કર્યુંછે એ ચૂર્ણિ ભાષ્ય તથા મહાભાષ્ય તરીકે પ્રખ્યાત છે. એ ગ્રંથ સુંદર કૌશલથી ઇસવી સનના ૨૦ વર્ષ પહેલાં રચાયલું સિદ્ધ થયુંછે* એ ગ્રંથ પાતંજલ દર્શન એક એક પુરૂષનાં રચેલાંછે એવો ભારત વર્ષનાવિદ્વાનોનો દૃઢ વિશ્વાસ છે. તેમ થાય તો યોગશાસ્ત્રની ઉમ્મર બે હજાર વર્ષની થાયછે પરંતુ એ બેઉ ગ્રંથ એક પતંજલિના રચેલાછે એવો પંડિતોના વિશ્વાસના શિવાય તેનાં બીજાં કોઇ પ્રમાણ મળતાં નથી.

---

* Indian Antiquary 1872, p 299–302

પતંજલિ કૃત યોગસૂત્ર, વેદવ્યાસકૃત તરીકે પ્રચલિત પતંજલ ભાષ્ય, વિજ્ઞાનભિક્ષુ રચિત યોગવાર્તિક ભોજરાજ રણ રંગમાદ્દત કૃત તરીકે પ્રસિદ્ધ રાજમાર્તંડ, નાગોજી ભટ્ટ કૃત પાતંજલ સૂત્ર વૃત્તિ ઈત્યાદિ યોગશાસ્ત્રમાં આ દર્શનનો મત લખ્યોછે.

## વૈશેષિક દર્શન.

કણાદ ઋષિ વૈશેષિક દર્શનનો પ્રવર્તક છે. આગળ જતાં જણાશે કે તેણે વિશેષ નામનો એક બીજો પદાર્થ માન્યો હતો તેથી એને વૈશેષિક દર્શન કહેવામાં આવેછે.

જેમ કપિલે પ્રકૃતિ પુરૂષને નિત્ય માન્યાં છે, તેમ કણાદે, પાણી, વાયુ, માટી વગેરે નવ પદાર્થને નિત્ય માન્યાછે. તે નવનાં નામ દ્રવ્ય પદાર્થ.

પૃથિવ્યપ્તेजोवाय्वाकाशकालदिगात्ममनांसीतिद्रव्याणि।

વૈશેષિક દર્શન ૧–૧–૫ સુત્ર.

પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા, મન આ દ્રવ્ય પદાર્થો છે.

---

and T. Goldstucker's Preface to Manava Kalpa Sutra p 229–235.

આગળ લખવામાં આવ્યું છે કે, વૈશેષિક શાસ્ત્રના મત પ્રમાણે આ નવ પદાર્થ જ નિત્ય છે * પરન્તુ તેમાં પાણી, વાયુ, માટી, તે જ આ ચાર જાતના જડ પદાર્થનાં પરમાણું માત્ર નિત્ય છે, વળી પરમાણુઓ એકઠાં થયલાં સ્વરૂપ ઘટવસ્ત્ર વગેરે સાવયવ દ્રવ્ય અનિત્ય છે.

नित्याऽनित्याच्च सद्वेधा नित्या स्यादणुलक्षणा ।
अनित्या तु तदन्यास्यात् सैवावयवयोगिनी ॥

ભાષા પરિચ્છેદ ૩૫ અને ૭૬ શ્લોક.

પૃથ્વી બે જાતની છે, નિત્ય અને અનિત્ય, પૃથ્વીનાં પરમાણુ નિત્ય છે, અને તે પરમાણુનું એકઠું સ્વરૂપ (ઘડો વસ્ત્ર) સાવયવ પાર્થીવ દ્રવ્ય અનિત્ય છે.

जलत्वं द्विविधं नित्यमनित्यञ्च । परमाणुरुपं नित्यंद्व्यणुकादिकम् सर्वमनित्यं अवयवसमवेतंच ॥

સિદ્ધાંત મુક્તાવલી (ભા. ૫ ૩૯ ટીકા)

પાણીના બે પ્રકાર છે, નિત્ય અને અનિત્ય પાણીનાં પરમાણુ નિત્ય છે અને (તેના પરમાણુનું એકઠું

---

* વૈશેષિક દર્શન ૨ અ, ૨ આ, ૭ સૂત્ર, ૨। ૨। ૧૦ સૂ. ૨। ૨। ૨૮ સૂ. ૨। ૧૨।૩ સૂ. ૩ ।૨।૨સૂ. ૩।૨।૫સૂ. ૪।૧।૧ સૂ. ૭।૧।૪ સૂ.

સ્વરૂપ) દ્વ્યણુકાદિ* સાવયવ વસ્તુ અનિત્ય છે.

तद्द्विविधं नित्यमनित्यंच । नित्यं परमाणुरुपं । तदन्यद्नित्यम् । अवयवि

સિદ્ધાન્ત મુક્તાવલી (ત્રા. ૫ ૪૨ શ્લોકની ટીકા)

તે એટલે તેજ બે જાતનાં છે, નિત્ય અને અનિત્ય તેનાં પરમાણુ નિત્ય છે અને (આ પરમાણુ એકઠાંનું સ્વરૂપ) સાવયવ તેજ અનિત્ય છે.

वायुर्द्विविधो नित्योऽनित्यश्च । परमाणुरुपो नित्यस्तदन्योऽनित्यः समवेतश्च ।

સિદ્ધાન્ત મુક્તાવલી (ભા. ૫ ૪૨ ટીકાથી)

વાયુના બે પ્રકાર છે. નિત્ય અને અનિત્ય વાયુનાં પરમાણુ નિત્ય છે, અને એ પરમાણુનું એકઠું રૂપ સર્વ અનિત્ય છે.

મન પણ સૂક્ષ્મ પરમાણુ-વિશેષ છે. મહર્ષિ કણાદે આ પરમાણુ વાદને ફેલાવ્યો એવું પ્રસિદ્ધ છે પરમાણુ રૂપ તથા મૂળ પદાર્થ છે. એ નિત્ય છે, કોઈના દ્વારાએ એ ઉત્પન્ન થયા નથી.

सदकारणवन्नित्यम् ॥

વૈશેષિક દર્શન ૧-૧-૧ સૂત્ર.

---

* બે પરમાણુ જોડાયાથી તેને દ્વ્યણુક કહેછે.

પરમાણુ સત્ સ્વરૂપ નિત્ય પદાર્થ છે તેનું બીજું કારણ નથી.

નજરે પડતા સઘળા જડ પદાર્થો એના મેલાપથી ઉત્પન્ન થયાછે. ઝાડ વેલ ગુલ્મ વગેરે વસ્તુનો આકાર જોવાથી એઓને એક બીજાથી ભિન્ન સમજાયછે પરંતુ પરમાણુનો આકાર જોવામાં આવતો નથી માટે કેવી રીતે પાણી વાયુ તથા માટી વગેરે જૂદી જૂદી વસ્તુ જુદા જુદા પ્રકારની નક્કી થાય એ પ્રશ્નનો સિદ્ધાંત કરવા જતાં કણાદ ઋષિએ કલ્પના કરી કે વિશેષ વિશેષ પ્રકારના પરમાણુમાં વિશેષ નામનો બીજો એક પદાર્થ છે તેની જ શક્તિથી જુદા જુદા રૂપનાં પરમાણુ જુદાં જુદાં નક્કી થાયછે.

તેના મનમાં અદૃષ્ટ એટલે અદૃષ્ટ કારણ વિશેષથી ઉપર લખેલા પરમાણુઓનો મેલાપ થઈને વિશ્વ સંસાર ઉત્પન્ન થાયછે. નીચે કેટલાંક સૂત્ર આપવામાં આવે છે તે વાંચ્યાથી તેનો મત જાણાશે.

नोदनाभिघातात् संयुक्तसंयोगाच्च पृथिव्यांकर्म । तद्विशेषेणादृष्टकारितम् ।

૧–૧–૧ અને ૨ સૂત્ર

પૃથ્વીમાં સંચાલન, અભિઘાત અને જોડાયલી વસ્તુનો એક બીજાનો સંયોગ થયાથી કર્મની ઉત્પત્તિ

થાય છે. એના શિવાય બીજી રીતે (ભૂમિકંપ વગેરે) કોઈ કોઇ ક્રિયાનો બનાવ થાયછે તેનું કારણ અદૃષ્ટછે.

वृक्षाभिसर्पणमित्य दृष्टकारितम् ॥

૨–૨–૭ સૂત્ર

ઝાડમાં જે રસ સંચરણ થાય છે તેનું કારણ અદૃષ્ટછે

આવી રીતે અદૃષ્ટ કારણ વિશેષથી અથવા કોઇ કોઇ ગ્રન્થાનુસારે ઇશ્વરે આકાલ અથવા બીજાં કારણથી જડ પરમાણુઓનો મેળાપ થાયછે. એ જગતનાં પરમાણુ મળીને એક દ્વયણુક થાયછે ત્રણ દ્વયણુકથી એક ત્ર્યણુક થાયછે આવી રીતે આસ્તે આસ્તે મોટા અવયવ ઉત્પન્ન થઇને આખરે પૃથ્વીની વસ્તુ બનેછે આ પ્રમાણે પાણીનાં પરમાણુના યોગથી પાણીના અવયવ થયા છે, તેના પરમાણુના યોગથી તેજના અવયવ અને વાયુના પરમાણુથી વાયુના અવયવ ઉત્પન્ન થાય છે. આવી રીતે વિશ્વસંસાર ઉત્પન્ન થયો છે.

યુરોપમાં પરમાણુવાદ હાલમાં સર્વવાદસંમત થયો છે મિ. ડેલટન *ઇદાનિએ પાછો આ વાદ

---

* એટલે ઇસવીસનની ઓગણસમી શદીની પહેલાં ભાગમાં તે ઇ. સ. ૧૮૪૪માં મરી ગયો હતો.

શોધયો અને રસાયણ વિદ્યા સંબંધી વિચારથી એક રીતે સપ્રમાણ અથવા અતિમાત્ર સંભવિત કરી મૂક્યો છે તેના બે હજાર વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં મહર્ષિકણાદે આ મત ફેલાવ્યો હતો તેમાં સંદેહ નથી પ્રાચીન કાલમાં ગ્રીસ દેશમાં ડેમક્રિટસે આવો પરમાણુવાદ પ્રકાશ કર્યો હતો. કણાદની સાથે તેનો કેવો સંબધ છે તે નક્કી કરવો મુશ્કેલ છે આ બેમાં કોણ કોની આગળ કર્જદાર છે તેનો નિશ્ચય કરી શકાતો નથી અથવા પોતપોતાના દેશમાં પોતપોતાનો મત ફેલાવ્યો હશે તેનો પણ નિશ્ચય થઇ શકતો નથી ડેમક્રિટસ ગ્રીસનો કણાદ અને કણાદ ભારતવર્ષનો ડેમક્રિટસ છે.

બીજા દર્શનકારોના કરતાં કણાદની જડ પદાર્થના જ્ઞાનાનુશીલનમાં વધારે પ્રવૃત્તિ જનમેલી જોવામાં આવે છે તેણે પરમાણુવાદ સ્થાપીને તે વિષયનો આરંભ કર્યો. મેઘ વીજળી, વજ્રઘાત, ભૂમિકંપ, ઝ ડમાં રસ સંચરણ કરા તથા હિમ શિલા, ચુમ્બક તથા ચુમ્બકાકર્ષણ જડના સંયોગ વિભાગાદિ ગુણ તથા ગતિની ક્રિયા વગેરે નાના પ્રકારના વ્યાપારમાં તેનું ચિત્તાકર્ષ થયું હતું* પરંતુ ખેદનો વિષય એ છે કે આ·

---

* વૈશેષિક દર્શનના ૧। ૧।। ૬।। ૧। ૧ ७।। ૪। ૧।

રંભમાં જતું રહ્યું અંકુર રોપિત થયો પરંતુ વધીને પુષ્પિત તથા ફલિત થયો નહિ એ સુધરીને તથા વધીને ઘણા ફલ પુષ્પથી શોભાયમાન થવો એ ભારતભૂમિના નસીબમાં બન્યુ નહિ કાલે કરીને તે સૌભાગ્ય, બેકન કેન્ટ તથા હમ્બોલની જન્મભૂમિમાં જઇને પ્રકાશિત તથા પ્રાદુર્ભૂત થઇ પડયું તથાપિ અમારા સુશ્રુત ચરક આર્ય ભટાદિના પદ કમલમાં વારંવાર નમસ્કાર છે.

જગતનું કારણ નિરૂપણ કરવું એ વૈશેષિક દર્શનનો મુખ્ય ઉદ્દેશ છે એમાં કણાદે પદાર્થ ગણનામાં આસ્તિક માત્રનો માનેલો પરમ પદાર્થ પરમેશ્વરનું નામ કેમ ન દીધું ! કેવલ ગણતરીજ, કેમ આખા વૈશેષિક સૂત્રમાં ક્યાંઈ પણ પરમેશ્વરનું નામ સ્પષ્ટ લખ્યું નથી ત્યારપછીના વૈશેષિક પંડિતોએ દ્રવ્ય પદાર્થની અંદર આત્મા શબ્દના બે પ્રકારના અર્થ કર્યા છે જીવાત્મા અને પરમાત્મા ટીકાકારોએ કણાદે રચેલા સૂત્ર વિશેષના શબ્દ વિશેષ ઉપરથી ઈશ્વર વિષે બતાવે છે*

---

૭ા પા ૧ા ૧ પાા પા ૨ા ૭ા પા ૨ા ૮ા પા ૨ા ૯ા પા ૨ા ૧૨ા સૂત્ર ઇત્યાદિ.

* આ વિષયનાં બે ઉદાહરણુ આપીયે છીએ સા-

આ વાત ખરી છે પરંતુ જ્યારે જગતનું કારણ નિ-રધારણ કરવાની દર્શન શાસ્ત્રની મોટામાં મોટી મત-લબ છે ત્યારે જો ઈશ્વર વિશ્વ કારણ તરીકે નક્કી હોત

---

કરમિશ્ર વૈશેષિક દર્શનના ત્રીજા સૂત્રમાંના તત્ શબ્દનો અર્થ નીચે પ્રમાણે કરેછે.

तदित्यनुपक्रान्तमपि प्रसिद्ध तयेश्वरं परामृ शति

તત્ શબ્દનો અર્થ ઇશ્વર એ પ્રસિદ્ધ છે એટલા માટે પૂર્વ સૂચના ન હોવા છતાં આ ઠેકાણે ઇશ્વર વાચક તરીકે વિવેચિત થાયછે.

પરંતુ જ્યારે તેના આગલા સૂત્રમાં ધર્મનો પ્રસં-ગછે. ત્યારે તે તત્શબ્દ ધર્મ વાચક સમજવો જોઇએ નીચે એ સૂત્રો આપીને યથાયુક્ત અર્થ કરવામાં આવે છે વાંચનારાઓ વિચાર કરીને જોવાથી જાણી શકશે.

यतोऽभ्युदयनिः श्रेयसासिद्धिः सधर्मः ॥

૧। ૧॥ સૂત્ર

જેમાંથી અભ્યુદય તથા નિઃશ્રેયસ એટલે સ્વર્ગ તથા અપવર્ગ મળે તેનું નામ ધર્મ છે तद्वचना दा-म्नायस्य प्रामाण्यम् ૧। ૧૧૩

વેદમાં તદ્વચન એટલે ધર્મ વિષયનાં વચન છે તેથી વેદ પ્રામાણિક છે.

તો તે વિષયનું સ્પષ્ટ વર્ણન ન કરવું તે ન્યાયવાળુ જણાતું નથી.

ઇશ્વર વિષયમાં જેવો વિશ્વાસ હોવાથી ટીકાકારોનાં સૂત્રમાં તે સિદ્ધ કરવાની તજવીજ કરેલી છે, તેવો કણાદ ઋષિનો વિશ્વાસ હોત તો સૂત્રમાં ઈશ્વર પ્રસંગમાં ખચીત ન લખતાં તેનાં અન્દરના શબ્દ વિશેષની ગુફામાં તે છુપાવી રાખે એ કોઇ રીતે સંભવતું નથી. ટીકાકારે જો પોતે તે સૂત્રો રચ્યાં હોત તો એ વિષયમાં કેવી રીતે ચાલત તેના ઉપર વિચાર કરીને જોવાથી જ જણાશે વારંવાર ઇશ્વરનું નામ કીર્તન કરત તેમાં કંઇ સન્દેહ જણાતો નથી. કણાદ ઋષિના કહ્યા પ્રમાણે પરમાણુઓના સંયોગથી જડમય જગતની ઉત્પત્તિ થાય છે, અદૃષ્ટ એટલે અદૃષ્ટ કારણ વિશેષ તે સયોગનો પ્રવર્ત્તક છે. તેમાં ઇશ્વરનો કહેલો પ્રસંગ કયાંઇ લખ્યો નથી આ સર્વ ઉપર વિચાર કરીને જોયાથી તે ઇશ્વરનું અસ્તિત્વ માનતો નહો તો એવું એક રીતે સિદ્ધ થાય છે.

યદ્યપિ વૈશેષિક દર્શનમાં અચેતન સચેતન નાના પ્રકારના વિષય ઉપર વધારે વર્ણન તથા વિચાર કરવામાં આવ્યો છે, તથાપિ ધર્મ નિરૂપણ તથા મુક્તિ સાધનના ઉપાય નિર્ધારણ જ આ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે

કણાદે પહેલા જ સૂત્રમાં લખ્યું છે,

अथातो धर्मं व्याख्यास्यामः ॥

વૈશેષિક દર્શન ૧-૧-૧

અતઃપર ધર્મના વિષયની વ્યાખ્યા કરીશું.

ધર્મ બે જાતના છે, અભ્યુદય હેતુ અને નિશ્રેયસ હેતુ એમાં નિઃશ્રેયસ એટલે મુક્તિ પરમ પુરૂષાર્થ છે ઘણાજ દુઃખની નિવૃત્તિનું નામ મુક્તિ છે મુક્તિ મળ્યાથી કોઈ કાલે જરા પણ દુઃખ રહેતું નથી. શરીરની સાથે આત્માનો સંબંધ નાશ થયાથી જ એની ઉત્પત્તિ થાય છે.

अयमेव शरीरमनोविभागः । ५। २। १६

શરીર અને મનનો વિચ્છેદજ મોક્ષ છે.

કણાદે આ વિષયમાં નીચે લખેલું સૂત્ર રચ્યુંછે.

आत्मकर्मसुमोक्षो व्याख्यातः ।

વૈશેષિક દર્શન ૬-૨-૧૬ સૂત્ર

આત્મ કર્મ બજાવ્યાથી મુક્તિ થાય છે આવી રીતે કહેવાયું છે ×

ટીકાકારોએ શ્રવણ, મનન, યોગાભ્યાસ, નિદિધ્યા-

---

× आगमेऽभिहितः

જય નારાયણ તર્કપંચાનન કૃત વિવૃત વેદમાં કહેલુંછે

સન, આસન, પ્રાણાયામ, શમદમ આત્મસાક્ષાત્કાર, પૂર્વોત્પન્ન ધર્માધર્મ-જ્ઞાન ઇત્યાદિ કેટલાક વિષય આત્મ કર્મ તરીકે વર્ણવેલા છે.

શ્રુત્યાદિસિદ્ધ આત્માના ગુણ તથા સ્વરૂપ શ્રવણને શ્રવણ કહે છે અને કણાદ પ્રણીત વૈશેષિક દર્શનમાં ઉપદિષ્ટ, દ્રવ્ય, ગુણ, કર્માદિ પદાર્થ ચિન્તનને મનન કહે છે આવી રીતે મનન જ પ્રથમ આત્મ કર્મ તરીકે લખેલું છે.

षट्पदार्थतत्त्वज्ञानमाद्यमात्मकर्म ॥

ઉપલા સુત્રનો ઉપસ્કાર.

(પૂર્વે કહેલા) ૭ જાતના પદાર્થના તત્ત્વ જ્ઞાન પ્રથમ આત્મ કર્મ છે.

આવી રીતે શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિ કર્યાથી તત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. એટલે દેહાદિ જે આત્મા નથી એવું નિશ્ચિત જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ જ્ઞાનનો ઉદય થયાથી રાગ દ્વેષ રહેતો નથી, રાગદ્વેષનો નાશ થયાથી ધર્માધર્મમાં પ્રવૃત્તિ જન્મતી નથી. ધર્મની પ્રવૃત્તિથી રહિત થયાથી ફરી જન્મ લેવે પડતો નથી, તેમ થયાથી જરા પણ દુઃખ રહેતું નથી. આવી રીતની આત્યન્તિક દુઃખનો નાશજ મોક્ષ છે*

---

* જય નારાયણ તર્કપંચાનન કૃત ૨ા૨ા૧૬સુત્ર.

## ન્યાય દર્શન

મહર્ષિ ગોતમે આ દર્શન ફેલાવ્યુંછે. એનું બીજું એક નામ અક્ષપાદ છે, તેથી એ ગોતમ દર્શન તથા અક્ષપાદ દર્શન તરીકે પણ ઓળખાયછે.

ગોતમ ઇશ્વરની સત્તા માનતો હતો એવું જણાતું નથી. આગળ તેના વિષે લખવામાં આવશે. ગોતમ પછીના નૈયાયિક પંડિતોએ સ્પષ્ટરૂપથી ઈશ્વરનું અસ્તિત્વ કબૂલ કર્યું છે, પરન્તુ તેઓના મતે જગતનો સૃષ્ટિ કર્તા* નથી નિર્માણ કર્તા છે.

તેઓએ પણ વૈશેષિક પંડિતોની જોડે એક મતના થઈને પરમાણુવાદ માન્યોછે અને માટી વગેરે ચાર જડ પદાર્થનાં પરમાણુ અને બાકીની બધી વસ્તુને નિત્ય માન્યાં છે વૈશેષિક દર્શનના વર્ણનમાં તેના ઉપર ટુંકામાં લખવામાં આવ્યું છે, એટલા માટે આ ઠેકાણે ફરી લખવાની જરૂર જોતા નથી.

જેમ કડિયા ઇંટો વગેરે લઇને ઘર બાંધે છે, તેમ ઈશ્વરે માટી વગેરે જડ પરમાણુ લઇને બ્રહ્માંડની રચના કરી તે. તે અશરીરી એટલે મનુષ્યાદિના જેવું

---

* પહેલાં કેવળ ઇશ્વર જ હતો બીજું કંઈ નહોતું તેણે સઘલી સૃષ્ટિ કરી એવો સૃષ્ટિ કર્તા.

તેનું શરીર નથી. જીવની પેઠે ઘડિયે ઘડિયે તેની ઇ-ચ્છાની ઉત્પત્તિ તથા ભંગ થતો નથી. તેથી શરીર સંબંધી સુખ દુઃખ રાગ દ્વેષાદિ પણ નથી તેનું જ્ઞાન ઇચ્છા યત્નાદિ સર્વ નિત્ય છે. જે જાણવાનું તથા ઇ-ચ્છા કરવાનું છે તે તેણે એકીવારે જાણી તથા કરી રાખ્યું છે.

વૈશેષિક શાસ્ત્રમાં લખેલા પદાર્થોના શિવાય ન્યાય શાસ્ત્રમાં વલી એકજ રીતના સોળ પદાર્થ ગણાયલા છે પદાર્થ શબ્દ સાંભળીને ઘણાકો ધારશે કે સોળ પાણી, વાયુ, માટી વગેરેના જેવા કોઇ જાતના જડ પદાર્થ હશે તેમ નથી. ન્યાય દર્શન ખરા તર્ક શાસ્ત્ર એટલે વિચારની રીતિ વિશેષ રૂપથી ઉપદષ્ટ થાયછે તે વિચારની રીતિ દેખાડવાનું જ ખરૂં ન્યાય શાસ્ત્ર છે તેના પ્રમાણ, પ્રમેય, સિદ્ધાન્ત વગેરે સોળ અંગ એ સોળ પદાર્થ લેખે લખ્યા છે જેના યોગે કોઇ વિ-ષયનો નિર્ણય કરવામાં આવે તેને પ્રમાણ કહે છે. જેમ પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન અને શબ્દ.

એમાં પ્રત્યક્ષ અને અનુમાન જ બળવાન પ્રમાણ છે. અનુમાન ખંડ ન્યાયદર્શનનો સર્વથી મોટો ભાગ છે. તેની ચર્ચા તથા સંબંધી વિચારની રીતિ લઇને

જ આ દર્શનના બાહુલ્ય તથા ગૌરવની વૃદ્ધિ થઇછે

અનુમાનનાં લક્ષણ સહેલાઇથી કહેવાઇ શકાય કે કાર્ય જોઇને કારણ નિરૂપણ કરવાને અનુમાન કહે છે જેમ જ્યાં ધુમાડો જોવામાં આવે તો ત્યાં તેના કારણ સ્વરૂપ અગ્નિ છે એવો નિશ્ચય થાયછે.

અનુમાનના પાંચ અંગછે તેના નામ અવયવ કહેવાયછે, તે પાંચના નામ પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય તથા નિગમનછે. હવે તેનાં ઉદાહરણ આપવામાં આવેછે પ્રત્યેક અવયવના અર્થ તથા લક્ષણ લખવાના કરતાં ઉદાહરણથીજ તેનો તાત્પર્ય સારી રીતે સમજાશે

પર્વત ઉપર ધુમાડો જોઇને અગ્નિનું અગ્નિત્વ અનુમાન કરવામાં આવેછે.

૧ પ્રતિજ્ઞા પર્વત ઉપર આગછે.

૨ હેતુ કેમકે એમાંથી ધુમાડો નીકળેછે.

૩ ઉદાહરણ જેમાંથી ધુમાડો નીકળે તે અગ્નિ વાળોછે, જેમ રસોડું.

૪ ઉપનય આ પર્વત ઉપરથી ધુમાડો નીકળે છે.

૫ નિગમન એટલા માટે પર્વત ઉપર આગછે.*

---

* ન્યાય શાસ્ત્રમાં કાર્ય કારણ સ્થલમાં બે પારિભાષિક શબ્દ વપરાયછે વ્યાપ્ય અને વ્યાપક ઉપલા-

ગ્રીસ દેશમાં ન્યાય દર્શન ફેલાવનાર આરિસટોટલે આવા અનુમાનની રીતિ પ્રસાર કરી હતી. ગોતમની જોડે તેનું વિશેષ એ છે કે તેની તર્કની રીતિમાં પહેલા બે અવયવ નહોતા. ટૂંકામાં તે બેની જેટલી જોઇએ તેવી જરૂર પણ જણાતી નથી. ગોતમ કૃત અનુમાનની રીતિ સુધારી લીધાથી જેવી થાય છે, તેવી આ ભાગમાં આરિસ્ટાટલની અનુમાનની રીતિછે. કોઈ જાણીતી વસ્તુની સરખામણીથી કોઇ જ્ઞેય વસ્તુનું જ્ઞાન મેળવવાને ઉપમાન કહેછે; જેમ ગાયના સરખું ગવયછે. આ ઠેકાણે ગાય જ્ઞાત એટલે જાણેલી વસ્તુ છે અને ગવય જ્ઞેય વસ્તુછે, જે માણસે પહેલાં સાંભળ્યું છે કે ગવય પશુ ગાયના જેવું છે, તે એકદમ આવું કોઇ અજાણ્યું પશુ જોવાથી સમજી શકે છે કે આ ગવય છે.

---

ઉદાહરણમાં ધુમાડો વ્યાપ્ય અને અગ્નિ વ્યાપક છે. કોઇ ઠેકાણે ધુમાડો હોવાથી ત્યાં આગ રહે છે, કદી પણ તેમાં ફરક પડતો નથી એથી અગ્નિ ધુમાડાનો વ્યાપક છે, અને ધુમાડો અગ્નિના વ્યાપ્ય તરીકે લખાયછે એના શિવાય બીજા પણ બે શબ્દ વપરાય છે, સાધ્ય અને સાધન. ઉપર લખેલા ઉદાહરણમાં અગ્નિ સાધ્ય અને ધુમાડો સાધન છે.

વેદાદિ આપ્ત વાક્યના ઉપદેશકને શબ્દ કહે છે.

आप्तोपदेशः शब्दः ।

ન્યાય સૂત્ર ૧। ૭ સૂત્ર.

આપ્ત માણસના ઉપદેશને શબ્દ કહે છે* પ્રમાણથી જે વિષયનું નિશ્ચિત જ્ઞાન થાય, તેને પ્રમેય કહે છે; જેમ આત્મા દુઃખ મુક્તિ ઈત્યાદિ ન્યાય શાસ્ત્રમાં બાર જાતના પ્રમેયના વિષય ઉપર વિચાર કર્યો છે.

आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम् ।

ન્યાય સૂત્ર ૧। ૯ સૂત્ર.

આત્મા શરીર, ઇંદ્રિય વિષય બુદ્ધિ, મન, પ્રવૃત્તિ,દોષ, પ્રેત્યભાવ (એટલે વારંવાર મરણોત્પત્તિ), ફલ, દુઃખ, અપવર્ગ આ પ્રમેયો છે.

અનિશ્ચિત વિષયનો નિશ્ચય કરવો એને સિદ્ધાન્ત કહેછે એમ જ સન્દેહ, પ્રયોજન, દૃષ્ટાન્ત, વાદ, વિતંડા, છળ વગેરે બીજા તેર પદાર્થ એટલે વિચારનાં અંગ

---

* કણાદે આ ચાર પ્રમાણોમાં ઉપમાન તથા શબ્દ છોડી દઇને બુદ્ધિનું કામ કર્યું છે. ચાર્વાકોએ કેવળ પ્રત્યક્ષ અને સાંખ્ય પંડિતોએ પ્રત્યક્ષ અનુમાન અને શબ્દ પ્રમાણ માન્યાં છે.

બતાવ્યાં છે, તેનાથી ઘણોક તર્ક પ્રવાહ વૃદ્ધિ કરવાનો પ્રબલ ઉપાય છે.

મોક્ષની ઇચ્છા રાખનારે આ સોળ પદાર્થના વિષય વિશેષ રૂપથી જાણવા જોઇએ. જાણવાથી શું થાય છે? શરીર *આત્મા નથી એ નિઃસંદેહ જાણી શકાય છે. જાણ્યાથી મુક્તિ મળે છે.

બાર પ્રકારના પ્રમેય પદાર્થમાં ઇશ્વર પદાર્થ ગણાયલો શા માટે નથી આનો વિચાર કરવો જોઇએ. પછીના નૈયાયિકોએ એની અન્દર આત્મા શબ્દ જીવાત્મા તથા પરમાત્મા એ પ્રતિપાદક તરીકે વ્યાખ્યા કરીછે* પરન્તુ જ્યારે વિશ્વકારણનિરૂપણ દર્શન શાસ્ત્રનો એક મોટામાં મોટો ઉદ્દેશ છે, ત્યારે પ્રમેય પદાર્થમાં ઈશ્વરનું નામ જૂદું નહિં દેખાડવું એ કોઇ રીતે ન્યાય વાળું તથા સંભવિત નથી. એક સૂત્રમાં ઇશ્વરને કારણ તરીકે લખ્યો છે. ખરો પરન્તુ તેના પછીના સૂત્રમાં વળી મનુષ્યે કરેલા કર્મને કારણ તરીકે બતાવ્યું છે. અહિં એ સૂત્ર આપવામાં

---

* આસ્તિકતાવાદી ગ્રન્થ વ્યાખ્યાતા પંડિતો મૂળ ગ્રન્થમાં સુસ્પષ્ટ ઇશ્વર પ્રસંગ નહિ જોયાથી શબ્દ વિશેષથી તેની સત્તા સિદ્ધ કરવાનો યત્ન કરે છે તેમાં અણુમાત્ર સન્દેહ નથી.

આવે છે. તે વાંચ્યાથીં જણાશે. પહેલું સૂત્ર પૂર્વ પક્ષ અને પછીનું સૂત્ર સિદ્ધાન્ત છે.

## પૂર્વપક્ષ.

ईश्वरः कारणं पुरुषकर्मफलादर्शनात् ।

ન્યાય સૂત્ર ૪। ૧૯ સૂત્ર.

ઇશ્વર કારણ છે, કેમકે મનુષ્યથી કરેલાં કામ સર્વદા સફલ થતાં નથી.

## સિદ્ધાન્ત.

नपुरुषकर्माभावे फलानिष्पत्तेः ।

ન્યાય સૂત્ર ૪। ૨૦ સૂત્ર.

નહિ તેમ નથી મનુષ્યે કરેલા કર્મના શિવાય ફલોત્પત્તિ થતી નથી.*

એટલા માટે ગોતમ કણાદની પેઠે નાસ્તિક હતો એવું સિદ્ધ થાયછે. આ તરફ તો નાસ્તિક છે, પરન્તુ વેદ બેઉના પરમ શિરોધાર્ય થઈ પડયા છે. આ ઠંઇ

*ગોતમે બીજા એક સૂત્રમાં લખ્યુંછે.

पूर्वं कृतफलानुबन्धात्तदुत्पत्तिः ।

અ। ૧૩૨

પૂર્વ જન્મમાં કરેલાં કર્મનાં ફલથી જીવની શરીરની ઉત્પત્તિ થાયછે.

જેવો તેવો આશ્ચર્યનો વિષય નથી. આના ઉપર વિચાર કર્યાથી કણાદ અને ગોતમ નામના બે છુપા બુદ્ધ લેદ વસ્ત્ર પહેરીને છુપી રીતે ભૂમંડળમાં ફરતા હતા*

આ દર્શનના કહેવા પ્રમાણે તત્વજ્ઞાન જ મુક્તિનું કારણ છે. પરન્તુ એ શાસ્ત્રમાં શરીર જે આત્મા નથી એવું જ્ઞાન જ તત્વ જ્ઞાન તરીકે લખાયલું છે.

दोषनिमित्तानां तत्वज्ञानादहंकारनिवृत्तिः ।

न्याय सूत्र ४ । ६८ सूत्र.

---

* બૌદ્ધ શાસ્ત્રની જોડે ન્યાય વૈશેશિકાદિ હિન્દુશાસ્ત્રનું ઘણું ખરૂં મળતાપણું છે. બે શાસ્ત્રના મતમાં કર્મ ફલથી જન્મ લેવાય છે. અને નાના પ્રકારની યોનિમાં ફરાય છે; બેઉના મતમાં જન્મ લીધાથી દુઃખ ભોગવવું પડે છે, બેઉના મતમાં જીવ પોતપોતાના કર્મ અનુસારે નાના પ્રકારનાં નરક તથા સુખદાયક જીવ લોકમાં જઈને દંડ પુરસ્કારને પ્રાપ્ત થાયછે, બેઉના મતમાં જન્મ ગ્રહણની નિવૃત્તિ એટલે મુક્તિછે. લાભ જે દુઃખમાંથી છુટવાનો ઉપાયછે. અને બેઉના મતમાં મુક્તિ પરમ પુરૂષાર્થ અને જ્ઞાનોદય થયાથી મળેછે. બુદ્ધ નિરીશ્વર વાદી હતો તે પ્રસિદ્ધ છે, ગોતમ અને કણાદ પણ તેના જેવા નિરીશ્વર વાદી થાય તો બુદ્ધની સાથે તેના મૂળ વિષયમાં વધારે પ્રભેદ રહે નહિ.

દોષાકર શરીરાદિ તત્વજ્ઞાન એટલે શરીરાદિ જે આત્મા નથી એવું નિશ્ચિત જ્ઞાન થયાથી અહંકારની નિવૃત્તિ થાયછે.

વિશ્વનાથભટ્ટાચાર્યે સ્પષ્ટ કહ્યું છે કે ન્યાયદર્શનના મતે જીવાત્માને દેહથી ભિન્ન જાણવાને વિવેક કહેછે

अस्मन्मते तु देहादिभिन्नात्मसाक्षात्कारः ।

૧૧૧ ન્યાય સૂત્રની વૃત્તિ.

અમારા મતમાં દેહાદિથી જૂદા જીવાત્માનું સાક્ષાત્કાર જ વિવેક છે.

સમાધિ વિશેષનો અભ્યાસ કર્યાથી તત્વજ્ઞાન ઉત્પન્ન થાયછે એવું ન્યાય સૂત્ર ૧। ૧૦૩ માં લખ્યુંછે. નૈયાયિકોએ પોતે એના કંઈ સાધનની ખોળ કરી નથી, તેઓએ યોગ શાસ્ત્રનું અવલંબન કર્યુંછે.

तदर्थं यमनियमाभ्यामात्मसंस्कारो योगाच्चात्मविद्युपायैः ॥

ન્યાય સૂત્ર ૪। ૧૧૧ સૂત્ર.

સમાધિ સાધનને માટે યમ નિયમાદિ યોગાનુષ્ઠાન અને આત્મ સાક્ષાત્કાર આપનાર વાક્યથી મુક્તિ મળવાની શક્તિ ઉત્પન્ન થાયછે

એક બાજુએ વેદ અને વેદાન્ત, બીજી બાજુએ

બૌદ્ધ અને ચાર્વાક શાસ્ત્ર છે, ગોતમ અને કણાદ દ-
ર્શન આ બેઉના વચમાં છે.

ગોતમ સૂત્ર તથા કણાદ સૂત્ર ન્યાય તથા વૈશેષિક દર્શનનાં મૂળ પુસ્તકો છે. પછી શંકરમિશ્ર રચિત કણાદ સૂત્રોપસ્કાર, વલ્લભાચાર્ય કૃત લીલાવતી, ઉદયનાચાર્ય કૃત વાર્તિક તાત્પર્યપરિશુદ્ધ, વાચસ્પતિ મિશ્ર રચિત વાર્તિકતાત્પર્ય ટીકા, કેશવ મિશ્ર રચિત તર્ક ભાષા, ગોવર્દ્ધન મિશ્રે બનાવેલી તર્ક ભાષા પ્રકાશ, કોંડ ભટ્ટ કૃત પદાર્થ દીપિકા, ગંગેશોપાધ્યાય રચિત ચિન્તામણી, જયદેવ મિશ્ર પ્રણીત ચિન્તામણિની આલોક નામની ટીકા, જય નારાયણ પંચાનન કૃત કણાદ સૂત્ર વિવૃત ઇત્યાદિ ગ્રન્થમાં ન્યાય અને વૈશેષિક દર્શનના મત લખ્યાછે.

---

## મીમાંસા દર્શન.

આ દર્શન મહર્ષિ જૈમિનિનું રચેલુ છે, એથી એ જૈમિનિ દર્શન પણ કહેવાય છે. તર્કની રીતિ શોધવી એ જેમ ન્યાય દર્શનનો ઉદ્દેશ છે, તેમ શ્રુતિ વિશેષનો અર્થ-સમર્થન તથા સ્થલ વિશેષમાં શ્રુતિ તથા સ્મૃતિનો એકમેક વચ્ચેનો વિરોધ તોડીને ધર્મની સ્થાપના કરવી એ દર્શનનો મોટામાં મોટો ઉદ્દેશ છે. તેને

માટે શ્રુતિ વિશેષના તાત્પર્યાર્થ નિરૂપણ અને શ્રુતિ સ્મૃતિના વિરોધ સંબંધી કોઇ પ્રકારનો સન્દેહ તથા પૂર્વ પક્ષ આણીને તેનો વિચાર તથા સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે. આ વ્યાપારને અધિકરણ કહેછે*આ દર્શનમાં આવા પુષ્કળ અધિકરણ છે.

---

*ન્યાયશાસ્ત્રમાં અનુમાનની પેઠે, મીમાંસાશાસ્ત્રમાં અધિકારણનાં પણ પાંચ અંગ છે, વિષય, વિશય (એટલે સન્દેહ) પૂર્વ પક્ષ, ઉત્તર તથાસંગતિ (એટલે મીમાંસા). નીચે પાંચ અંગનાં ઉદાહરણ આપવામાં આવે છે, તે વાંચ્યાથી અધિકરણના વિષય સહજ સમજાશે.

વેદમાં વ્યવસ્થા છે કે ઈન્દ્રયાગમાં ઔદુમ્બરીનો સ્પર્શ કરવો, પણ કાત્યાયન સ્મૃતિમાં લખેલું છે કે એ યજ્ઞમાં ઔદુમ્બરીને ઢાંકવું હવે આવી શ્રુતિ સ્મૃતિના વિરોધની જગાએ કેવી રીતનું અનુષ્ઠાન કરવું જોઈએ એ મીમાંસા વિષયના અધિકરણના પાંચ અંગ નીચે લખવામાં આવેછે.

વિષય ઔદુમ્બરી ઢાંકવું તથા સ્પર્શ કરવા સંબંધી શાસ્ત્રની વિધિ.

વિશય ઔદુમ્બરી સ્પર્શ અથવા આવરણ કરવું જોઈએ આ સન્દેહ.

પૂર્વ પક્ષ ઉપલી શ્રુતિ તથા સ્મૃતિ એકમેકનું વિ-

આ દર્શનમાં કર્મકાંડના વિષય શ્રુતિની સવિશેષ ચર્ચા, વિચાર તથા સિદ્ધાન્ત કરવામાં આવ્યોછે. એ વાસ્તે એને કર્મ મીમાંસા કહેછે, તેના મતમાં સ્વર્ગ લાભ જ મનુષ્યનું પરમ પુરૂષાર્થ છે. વેદોક્ત યાગ યજ્ઞાદિ કર્મ કર્યાથી એ મળે છે. યથાવિધિ એ કર્મનું અનુષ્ઠાન કર્યાથી જરૂર તેનું ફળ પ્રાપ્ત થાયછે, એના શિવાય બીજાં કોઇ પણ ફલદાતા નથી.

ત્યાર પછીના કેટલાક મીમાંસકોએ આવો મત પ્રકાશ કર્યોછે કે પરમેશ્વરની પ્રીતિ કામનાથી કર્માનુષ્ઠાન કરવું જોઇએ, એટલે જે કોઇ કર્મ કરવામાં આવે તે ઇશ્વરને અર્પણ કરવાં જોઇએ. તેમ કર્યાથી મુકિત લાભ થાય છે.

---

રોધ પ્રતિપાદન કરવું. જેમ ઔદુમ્બરી સ્પર્શ માત્ર કર્યાથી સ્મૃતિમાં લખેલી વિધિ ઉલ્લંઘન કરાય છે અને ઢાંકયાથી શ્રુતિમાં લખેલી વિધિનું અન્યથાચરણ કરાયછે.

ઉત્તર—પૂર્વ પક્ષ ખંડન.

સંગતિ શ્રુતિમાં ઔદુમ્બરીને જે જે ઠેકાણે સ્પર્શ યોગ્ય તરીકે લખ્યું છે તે છોડીને બીજા સર્વ સ્થાનમાં ઢાંકવું.

આ અધિકરણને વિરોધાધિકરણ કહેછે. એક એક વિષયનો અધિકરણ અવલંબન કરીને તેને મળતા પુષ્કળ વિષયના સિદ્ધાન્ત કરવામાં આવ્યા છે.

આ દર્શનના મતે વેદ નિત્ય છે. વેદનો જે ભાગ માણસનો કરેલો સ્પષ્ટ લખ્યો છે, તેમાં ઠેકાણે ઠેકાણે અને વખતો વખત વિદ્યમાન માણસોની ભક્તિ, શ્રદ્ધા, રાગદ્વેષ, કામક્રોધ, વિપદ આપદ, યુદ્ધ વિવાદ વ્યસન વેપાર ઈત્યાદિ જાત જાતના વ્યાપારના વિવિધ વૃતાન્ત લખ્યાછે, તથાપિ જૈમિનિના મત પ્રભાવથી તે અપૌરૂષ એટલે કોઈ પુરૂષથી નથી; પોતાની મેળે નિત્ય પદાર્થ છે, એની આદિ પણ નથી અન્ત પણ નથી. આવો અંગીકાર કરવો પડશે દર્શનકારે વેદની નિત્યતા સિદ્ધ કરવાના ઉદ્દેશથી શબ્દ પણ નિત્ય માન્યો છે. તે નિત્ય શબ્દ સર્વ અનિત્ય શબ્દમાં રહેલાછે.

नित्यस्तु स्याद्दर्शनस्य परार्थत्वात् ।

જૈમિનિ સુત્ર ૧।૧।૧૮.

શબ્દ નિત્ય છે, કેમકે બીજાને એનો અર્થ જણાવવાની મતલબથી ઉચ્ચારણ કરવામાં આવેછે જો ઉચ્ચારણ કરતાં જ એનો વિનાશ થાત તો કોઇ પણ તેનો અર્થ જાણવાને સમર્થ થાત નહિ. *

---

* મનુષ્યના મનની ગતિ ઘણી જગાએ એક સરખી જોવામાં આવેછે. ચીનાઓમાં પણ આવું એક વચન છે કે એકવાર શબ્દોચ્ચારણ કર્યાથી, ગગનમંડળમાં સર્વકાલ તેનો પ્રતિધ્વનિ ચાલતો રહેછે.

જે મીમાંસામાં યાગ યજ્ઞાદિ કર્મકાંડની વ્યવસ્થા છે અને તે વિષયમાં વિધિ નિષેધ અને ફલાફલ વિશેષ રૂપથી વિવેચન કર્યું છે, તે મીમાંસા દર્શન નાસ્તિકતા વાદીછે. આ સાંભળ્યાથી ઘણા ખગ અજાયબ પામશે. પરન્તુ તેમાં કંઇ પણ સંભવ નથી. મીમાંસા પંડિતોએ વિશેષ કરીને પ્રાચીન મીમાંસકોએ ખુલ્લી રીતે ઈશ્વરનું અસ્તિત્વ ના કબૂલ કર્યુંછે પાંચમા જૈમિનિ સુત્રના ભાષ્યમાં વેદપૌરૂષેય એટલે ઇશ્વર પ્રણીત છે કે નહિ એ વિષયનો વિચાર કરવાની વેળાએ ભાષ્યકાર શબર સ્વામી વૃત્તિકારના લખેલા અભિપ્રાય નીચે આપીએ છીએ.

अपौरुषेयः शाब्दः सम्बन्धः इति पुरुषस्य संबन्धाभावात् । अथ सम्बन्धोनास्ति । प्रत्यक्षस्यप्रमाणस्याभावात् तत् पूर्वकत्वाच्चेतरेषाम ।

આ શબ્દાર્થનો સંબંધ* અપૌરૂષેય એટલે કોઇ પુરૂષથી બનેલો નથી, કેમકે એવો સંબંધકારી પુરૂષ નથી. જો કહો કે સંબંધકારી પુરૂષ કેમ નથી ? તો તેનો ઉત્તર એ છે કે, તે વિષયનું પ્રત્યક્ષ પ્રમાણ નથી.

---

*વેદોક્ત શબ્દ વિશેષનો જે અર્થ વિશેષ નિરૂપિતછે તે શબ્દ અને અર્થનો આવો સંબંધ છે

પ્રત્યક્ષ પ્રમાણ નહિ હોવાથી બીજાં પ્રમાણની પણ સંભાવના રહેતી નથી.*

આગળ આવું લખ્યું છે કે કેવળ ઈશ્વર નથી, આ દર્શનના મતમાં દેવતા પણ નથી. એમ કહીએ તો ચાલે. બધા દેવતા મંત્ર સ્વરૂપ છે, શરીરવાળા નથી. મીમાંસાદર્શનમાં આ અભિપ્રાયને લીધે મુક્તિ પ્રદર્શનની પણ ત્રુટી થતી નથી જો ઈન્દ્રદેવ યજમાનના બોલાવ્યથી ઘટ અથવા પ્રતિમામાં અધિષ્ઠિત થાય તો ઐરાવતના ભારના બળથી ઘટ તથા પ્રતિમા એકીવારે ભૂકો થઇ જાય.

જૈમિનિસૂત્ર, શબરસ્વામીકૃત શાબરભાષ્ય, કુમારિલભટ્ટ રચિત વાર્તિક, સોમનાથ રચિત મયૂખમાળા, પાર્થસારથિકૃત શાસ્ત્રદીપિકા, ભવનાથ મિશ્ર કૃત મીમાંસાન્યાય વિવેક, રાઘવાનન્દકૃત ન્યાયાવલી દીધિતિ માધવાચાર્યકૃત ન્યાયમાળાવિસ્તાર ઇત્યાદિ ઘણા પુસ્તકોમાં આ દર્શનનો મત પ્રતિપાદિત થયલો છે.

---

*આગળ લખવામાં આવ્યું છે કે, મીમાંસાના મતમાં, એક નિત્ય શબ્દ સર્વ અનિત્ય શબ્દની અન્દર છે; કેટલાકો તે શબ્દનેજ બ્રહ્મ કહે છે.

## વેદાન્ત.

આર્યોના પ્રધાન દર્શનનું નામ વેદાન્ત છે મીમાંસા જેમ કર્મમીમાંસા, તેમ વેદાન્ત બ્રહ્મમીમાંસા કહેવાય છે*

---

*જૈમિનિદર્શન પુર્વમીમાંસા અને વેદાન્તદર્શન ઉત્તર મીમાંસા તરીકે પ્રસિદ્ધછે. વેદાન્તસૂત્રમાં વારંવાર જૈમિનિનું નામ દીઠામાં આવેછે ( વેદાન્તસૂત્ર ૨। ૨૮। અને ૩૧, તથા ૩। ૩૧ સૂત્ર ઇત્યાદિ ) આના ઉપરથી અનુમાન થાયછે કે પહેલાં મીમાંસા ત્યારપછી વેદાન્તદર્શન પ્રકાશિત થયું હશે. તો પણ જૈમિનિસૂત્રમાં વેદાન્ત રચનાર બાદરાયણવ્યાસનું નામ લખેલું છે ( મીમાંસા ૫ સૂત્ર. )

આ બેઉને એક કાલનાં ધાર્યાથી આ વિરોધ એક રીતે ભંજન થઇ જાયછે પરંતુ કેવળ મીમાંસા તથા વેદાન્તમાં નથી; જૂદાં જૂદાં દર્શનના સૂત્રગાંજ એક-એકના મતનો પ્રસંગ નજરે પડેછે વેદાન્તસૂત્રમાં ઘણી જગાએ ન્યાય અને વૈશેષિક દર્શનનો મત તથા, અભિપ્રાય જણાવ્યો છે ( વેદાન્તસૂત્ર ૧। ૨। ૧૧, ૧૩ ૧૪ સૂત્ર ઇત્યાદિ ) તેમ વળી ન્યાયસૂત્રમાં પણ અર્થાપત્તિ વગેરે વેદાન્ત મતના સ્પષ્ટ દાખલા જોવામાં

જેનાથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાયછે, તેજ બ્રહ્મ છે.

जन्माद्यस्य यतः ॥

વેદાન્તસૂત્ર ૧। ૧। ૨ સૂત્ર.

જેનાથી આ જગતનો જન્માદિ (એટલે ઉત્પત્તિ સ્થિતિ તથા ભંગ) થાયછે તે બ્રહ્મ છે.

વેદાન્તની ભાષામાં એને બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહેછે તે સત્ય સ્વરૂપ જ્ઞાન સ્વરૂપ, અને અનન્ત સ્વરૂપ છે. તે અદ્વિતીય એટલે તેના વગર બીજી કોઇ વસ્તુ કહેલી નથી તેજ સત્ય છે, બીજી સર્વ મિથ્યા છે જેમ રાત્રે એકાએક દોરડું જોવાથી સાપનો ભ્રમ થઇ શકે છે અથવા છીપ જોવાથી રૂપા તરીકે ભ્રાન્તિ ઉત્પન્ન થઇ શકેછે, તેમ સત્સ્વરૂપ પરબ્રહ્મ છે. તેથી જગત પણ રહેલું છે આવો ભ્રમ થાયછે.

જે કોઇ સામગ્રી તૈયાર કરેછે, તે તેને માટે કારણ છે. વળી જે વસ્તુથી સામગ્રી તૈયાર થાયછે તે તેનું ઉપાદાન કારણ થાયછે, કુંભાર ઘડાને માટે કારણ અને

---

આવેછે. આ વિષય ઉપર વિચાર કરીને જોવાથી આ સર્વ દર્શનનાં સૂત્રો એક વેળાએ એક માણસથી રચાયલાં કદીપણ જણાતાં નથી.

માટી તેનું ઉપાદાન કારણ છે. આવા ઉપાદાનને પરિમાણ ઉપાદાન કહેછે. પહેલાં એકમાત્ર અદ્વિતીય સ્વરૂપ પરમેશ્વરજ હતો બીજું કંઇજ નહોતું. એટલામાટે તે જગતને માટે આ ઉપાદાન બેઉ કારણ જ કહેવાં જોઈએ પરંતુ તેણે પોતે પરિણત એટલે વિકૃત થઇને જગતને ઉત્પન્ન કર્યું નથી એટલામાટે ઉપલા ઉદાહરણમાં માટી જેમ ઘડાનું પરિમાણ ઉપાદાન છે, તેમ તે જગતનો પરિમાણ ઉપાદાન થઇ શકતો નથી.

આગળ લખવામાં આવ્યું છે કે દોરીમાં સાપના ભ્રમના જેવો પરબ્રહ્મમાં જગત ભ્રમ થાયછે દોરડાને સર્પનું અને પરબ્રહ્મને જગતનું ઉપાદાન કહે છે તેમાં સંદેહ નથી પરંતુ આવા ઉપાદાનને વિવર્ત ઉપાદાન કહેછે. પરબ્રહ્મ જગતના વિવર્ત ઉપાદાનનું કારણછે.

આ મતને માયાવાદ કહેછે. વેદમાં એટલે સંહિતા તથા બ્રાહ્મણમાં આ મતનું કંઇપણ વર્ણન જોવામાં આવતું નથી. ઉપનિષદ્ ભાગજ વેદાન્ત દર્શનનું તે મોટું પ્રમાણ છે તેમાં પરબ્રહ્મ જગતનું ઉપાદાન કારણ વર્ણવેલું છે. ( મુંડકોપનિષત્ ૧૧૭ ) પરંતુ માયાવાદનું સ્પષ્ટ વર્ણન નથી પહેલાંના વૈદાન્તિકો પણ એ મતના ફેલાવનારા નહોતા, વેદાન્તસૂત્ર આ દર્શનનાં

આદિ ગ્રંથ છે તેમાં પણ માયાવાદનો પ્રસંગ નથી. ત્યારપછીના કાળમાં શંકરાચાર્ય વગેરે વ્યાપક વેદાન્તિકોએ તેની ઉત્પત્તિ અથવા સંગ્રહ કરીને વેદાન્ત મતમાં દાખલ કર્યો. બૌદ્ધધર્મનો ફેલાવો કરનાર શાક્યસિંહે આવો મત પ્રચાર કર્યો, તેનાથી એ હિંદુ ધર્મમાં આવ્યો એ સંભવ જણાય છે.

માયા પરબ્રહ્મની શક્તિ સ્વરૂપ છે, તે માયાવચ્છિન્ન થયાથી જગતની ઉત્પત્તિ થાયછે પરંતુ સ્થલાન્તરમાં તે વળી નિત્ય મુક્તિ સ્વભાવનારૂપે વર્ણન થયલી છે વેદાન્તિકો એક ઉપમા આપીને આ બે એકમેકના વિરોધનું સામંજસ્ય કરેછે જેમ ઝાડની બારની અંદર જઇને એમાંથી મહાન આકાશને જોયાથી તે આકાશ ખંડખંડ દેખાયછે, પરંતુ વાસ્તવિક તે ખંડિત હોતું નથી, તેમ બ્રહ્મ માયાવચ્છિન્ન થવા છતાં વાસ્તવિક અવચ્છિન્ન થતો નથી, તે જેમ સ્વભાવતઃ પૂર્ણ તથા મુક્તિ સ્વરૂપ છે તેમ રહેછે.

વેદાન્તના મતમાં પરબ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, નિર્વિકાર અને ચિન્મય સ્વરૂપ છે. જગત જો ભ્રમમાત્ર થાય તો તે જગત કર્તા તરીકે થઇ શકતો નથી. ત્યારે તે સર્વ કર્તા સર્વ નિયન્તા તરીકે ગણાયલો છે તે આરોપ માત્ર છે, ખરેખર સ્વરૂપ નથી જો જગતની

સૃષ્ટિ મિથ્યા થાય તો સૃષ્ટિ કર્તા કેવી રીતે સંભવે? આ સર્વ વિશેષણ દ્વારા આગળ કહેલા અધ્યારોપ ન્યાયાનુસારે તેને આરોપિત સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. વળી તે અકર્તા, અરૂપ, અસ્થુલ, અ-સૂક્ષ્મ, અદીર્ઘ, અ-હ્રસ્વ, નિર્ગુણ, નિર્વિશેષ અને વાચા મનના અગોચર તરીકે વર્ણન થયેલું છે એજ તેના ખરા સ્વરૂપનું વર્ણન છે.

જીવ વાસ્તવિક પર બ્રહ્મના શિવાય બીજો કોઈજ નથી આ એ અભેદ જ્ઞાન સાધન કરીને આનંદ લાભ જ આ દર્શનનું પ્રયોજન છે अयमात्मा ब्रह्म એટલે આ જીવાત્મા બ્રહ્મ છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું तत्त्वमसि તમે બ્રહ્મ છો. આવા જીવ બ્રહ્મના અભેદ પ્રતિપાદક કેટલાંક વાક્યો ઉપનિષદ્‌માં છે એ વાક્યને મહાવાક્ય કહેછે. આવા મહાવાક્યનો અર્થ સમજીને જીવ બ્રહ્મ અભેદ કરવાને જ તત્વજ્ઞાન કહે છે. આ જ્ઞાન ઉત્પન્ન થયાથી જીવ બ્રહ્મમાં પ્રભેદ રહેતો નથી. "अहं ब्रह्मास्मि એટલે હું જ બ્રહ્મ છું આવો દૃઢ નિશ્ચય કરીને કેવળ ચૈતન્ય સ્વરૂપ બ્રહ્મમાત્રમાં જ સ્ફુર્તિ રહે છે. આવી અવસ્થા થયાથી મુક્તિ મળેછે. એને જ નિર્વાણ મુક્તિ કહે છે.

જેઓ એકીવારે આવા જ્ઞાનાભ્યાસમાં અસમર્થ

હોય છે તેઓએ પહેલાં પ્રણુવ એટલે ઓંકાર અવ-લંબન કરીને પરમાત્માની ઉપાસના કરવી આવી વ્યવસ્થા છે. માંડુક્યોપનિષદ્‌માં આ ઉપાસનાનું સ-વિસ્તર વર્ણનછે. આ ઉપનિષદ્‌નો સર્વ તાત્પર્ય આ છે કે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ આ ત્રણ અવસ્થાનો અ-ધિષ્ઠાતા સૃષ્ટિ સ્થિતિ પ્રલય કારણ અદ્વિતીય સ્વરૂપ પરમાત્મા જ પ્રણવનો પ્રતિપાદ્ય છે. આ પ્રણુવ એ-ટલે ઓંકાર અવલંબન કરીને તેની ઉપાસના કરવી એ દુર્બલાધિકારી બ્રહ્મ જિજ્ઞાસુનું જરૂરનું કર્તવ્યછે.

एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ॥
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥

કઠોપનિષત્ ૨। ૧૭

આ એટલે પ્રણુવ અવલંબન જ શ્રેષ્ઠ અવલંબન છે. એજ પરમ આલંબન છે. આ અવલંબનને જાણ્યાથી બ્રહ્મોપાસક બ્રહ્મલોકમાં જઇને પૂજિત થાયછે.

प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत्

મુંડકોપનિષત્ ૨। ૨। ૪

પ્રણુવ ધનુસ્વરૂપ જીવાત્મા શર સ્વરૂપ અને બ્રહ્મ લક્ષ્ય સ્વરૂપે લખેલું છે. એટલા માટે પ્રમાદ વિનાના થઇને પરબ્રહ્મરૂપ લક્ષમાં જીવાત્મારૂપ શર વિદ્ધ કરવો

અને જેમ શરલક્ષ્યમાં પ્રવિષ્ટ થાયછે તેમ જીવાત્મા પરબ્રહ્મમાં પ્રવિષ્ટ એટલે લીન રહેશે.

બ્રહ્મોપાસનામાં પ્રવૃત્ત થવામાં શમ દમ ઉપરતિ, તિતિક્ષા અને સમાધિનો અભ્યાસ કરવો જોઇએ.

शमदमाद्युपेतः स्यात्तथापि तु तद्विधेस्तदंगतया तेषामवश्यानुष्ठेयत्वात् ।

વેદાન્તસૂત્ર ૩। ૪। ૨૭ સૂત્ર.

જ્ઞાન સાધનાર્થ શમદમાદિવાળા થવું, કેમકે શમદમાદિ જ્ઞાન સાધનનું અંગસ્વરૂપ છે. એ વાસ્તે તેનું અનુષ્ઠાન જરૂર કરવું જોઇએ આવી વ્યવસ્થા આપીછે.

અન્તરિંદ્રિય એટલે અંતઃકરણને દમન કરવાને શમ બહિરિન્દ્રિયનું શાસન કરવાને દમ, જ્ઞાનાભ્યાસની વેળાએ કર્મ ત્યાગ કરવાને ઉપરતિ શીત ઉષ્ણાદિ સહન કરવાને તિતિક્ષા અને આલસ્ય તથા પ્રમાદ પરિત્યાગ કરીને એકાગ્રમનથી પરબ્રહ્મ ચિન્તન કરવાને સમાધિ કહેછે.

એક વિષયમાં વેદાન્ત શાસ્ત્રનું વધારે ઉદારપણું જોવામાં આવેછે. તે આ છે. હિન્દુધર્મોચિત આચાર વ્યવહારનું આલંબન કરીને નહિ મળવા છતાં બ્રહ્મ જિજ્ઞાસુ માણસો તત્ત્વજ્ઞાન સાધનમાં સંપૂર્ણ અધિકારી થાયછે. પોતપોતાના વર્ણ તથા આશ્રમના લા-

યક ધર્માનુષ્ઠાન કરો અથવા ન કરો તત્વજ્ઞાનાનુશીલનની ઇચ્છા થયાથી તે વિષયમાં અધિકારી થવાય છે. अन्तराचापि तु तद्दृष्टः ॥

વેદાન્ત સૂત્ર ૩। ૪। ૯.

વર્ણાશ્રમાચાર પરિત્યાગ કરવા છતાં બ્રહ્મજ્ઞાન સાધનમાં અધિકાર રહેછે, કેમકે એકય વાચકરી વર્ણાશ્રમ રહિત માણસોની પણ જ્ઞાનોત્પત્તિ થયેલી દીઠામાં આવીછે.

એના જેવો બીજા એક વિષયમાં પણ વિશુદ્ધ બુદ્ધિના અનુમોહિત ઉદાર ભાવ પ્રકાશિત થયોછે.

यत्रैकाग्रता तत्राविशेषात् ।

વેદાન્ત સૂત્ર ૪। ૧। ૧૧ સૂ.

જે ઠેકાણે તથા જે વેળાએ મન સ્થિર થાય તે ઠેકાણે તથા તે વેળાએ ઉપાસના કરવી જોઇએ; કેમકે બ્રહ્મોપાસનામાં દેશકાલાદિનો વિચાર નથી.

આગળ લખવામાં આવ્યું છે કે સાંખ્ય પંડિતો જગતમાં કલેશ તથા જીવથી સુખ દુઃખના બીજા વિષય જોઇને બીજા પુષ્કળ દાર્શનિક પંડિતોએ માનેલા ઈશ્વરીય સ્વરૂપના ઉપર નૈર્ઘૃણ્ય તથા વૈષમ્ય દોષ અર્પણ કરેછે. વૈદાન્તિક પંડિતો તેનો નીચે લખેલી રીતે જવાબ આપી ગયાછે.

જીવો પોતના કર્માનુસારે સારાં નરતાં ફળ ભોગવેછે; પૂર્વ જન્મમાંજ જેવું કર્મ કરેછે તેવું ફળ પછીના જન્મમાં મેળવે છે. એટલા માટે પરમેશ્વર નિરપેક્ષ થઇને સૃષ્ટિ કરતો નથી, તેઓના તે સઘળા સારા નરતા મદદગાર થઈને કામ કરેછે, એટલે તેઓ જેવાં કર્મ કરેછે તેવાં સુખ દુઃખ વહેંચે છે.

सापेक्षोहीश्वरो विषमां सृष्टिं निर्मिमीते । किमपेक्षत इतिचेद्धर्माधर्मानपेक्षत इति वदामअतः सृज्यमान प्राणिधर्माधर्मापेक्षा विषमा सृष्टि रिति नायमीश्वरस्यापराधः । ईश्वरस्तु पर्जन्यवद्‌द्रष्टव्यो यथाहि पर्जन्यो व्रीहियवादिसृष्टौ साधारणं कारणं भवति व्रीहियवादि वैषम्येतु तत्तद्‌बीजगतान्यता साधारणानि सामर्थ्यानि कारणानि भवन्ति एवमीश्वरो देवमनुष्यादिसृष्टौ साधारणं कारणं भवति देवमनुष्यादिवैषम्येतु तत्तज्जीव गतान्येवा साधारणानि कर्माणि कारणानि भवन्ति एवमीश्वरः सापेक्षात्वान्न वैषम्य नैर्घृण्याभ्यां दुष्यति ।

શારીરિક ભાષ્ય ૨। ૧। ૩૪ સૂત્રનું ભાષ્ય.

ઇશ્વર સાપેક્ષ થઇને અસમાન સૃષ્ટિ કરે છે. જો કહો કે કોની અપેક્ષા રાખે છે ? તો અમે કહીએ છીએ કે ધર્માધર્મની અપેક્ષા રાખે છે, સૃજ્યમાન પ્રાણી વર્ગના ( પહેલાંના કરેલા ધર્માધર્માનુસારે આ અ-

સમાન સૃષ્ટિ થાય છે, એમાં ઇશ્વરનો અપરાધ નથી ઇશ્વરને મેઘની પેઠે જોવો જોઇએ. મેઘ જેમ વ્રીહિ જવ વગેરે પુષ્ટિ સાધનનું સાધારણ કારણ છે. અને વ્રીહી જવ વગેરે એક મેક સરખાં થતાં નથી. જેમ તેઓનાં બીજમાંની શક્તિ ભેદથી તેનાં અસાધારણ કારણ છે, તેમ ઇશ્વિર દેવ મનુષ્યાદિ સૃષ્ટિનું સાધારણ કારણ છે, અને તે દેવ મનુષ્યાદિની અવસ્થા સરખી થતી નથી, તેઓનાં પોત પોતાનાં કર્મજ તેનું અસાધારણ કારણ છે. આ પ્રમાણે સાપેક્ષતાને લીધે ઇશ્વર વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય દોષથી દૂષિત થઈ શકતો નથી.

વેદાન્તિકોની વિચાર રીતિ એકી વારે ન માનતા, સાંખ્ય પંડિતો આવો જવાબ આપી શકે છે, જીવ જે વેળાએ પહેલાં ઉત્પન્ન થયો તે વેળાએ તો તેની પહેલાં કરેલાં સારાં કર્મ તથા ખરાબ કર્મ રહેવાં કોઇ રીતે સંભવતાં નથી. એટલા માટે ઉપરનું કહેવું કેવી રીતે ન્યાય વાળું થઇ શકે ! વેદાન્તિકો કહે છે કે ઈશ્વર પણ અનાદિ છે અને સૃષ્ટિ પણ અનાદિ છે એમાં સાંખ્ય પંડિતો આવું કહી શકે છે કે વસ્તુ ઉત્પન્ન થઇ તે વળી અનાદિ એ કહેવું સુનિર્મળ સરળ મનનું પ્રમાણ ભૂત ઉપનિષદમાં સ્પષ્ટ લખવામાં આવ્યું છે કે

પહેલાં એક માત્ર અદ્વિતીય સ્વરૂપ પરબ્રહ્મ જ હતો તેણે આ સર્વ સૃષ્ટિ કરી

વેદાન્તના ૨। ૨। ૨૮, ૨૯ અને ૩૦મા સૂત્રમાં બૌદ્ધ ધર્મના મત જોવામાં આવે છે. ભાષ્યકારોએ તથા ટીકાકારો એ પણ સ્પષ્ટ લખ્યું છે. વેદાન્ત દર્શન તથા ન્યયાદર્શન ૪। ૧૯ માં શૂન્યવાદીની પેઠે લખાણુ જોવામાં આવે છે. બૌદ્ધ ધર્મ ઈ. સ. ની પૂર્વે ૬૦૦ વર્ષ ઉપર ચાલ્યો હતો નાગાર્જુને જે માધ્યમિક નામનો બૌદ્ધ સંપ્રદાય ચલાવ્યો, તે સંપ્રદાયનો શૂન્યવાદ મત છે * નાગાર્જુન ઉત્તર દેશમાં બૌદ્ધોના લખ્યા પ્રમાણે બુદ્ધ દેવના મરવાને ચારસો વર્ષ પછી થયો છે અને દક્ષિણ દેશના બૌદ્ધોના અભિપ્રાયાનુસારે બુદ્ધના પછી પાંચ સો વર્ષ કેડે થયો હતો, પ્રચલિતમતાનુસારે બુદ્ધશાકય મુનિએ ઈ. સ. ની પૂર્વે ૫૬૩માં પ્રાણુ ત્યાગ કર્યો. તદનુસારે ઇ. સ. ની પૂર્વે ૧૪૭ અથવા ૪૩ વર્ષની પહેલાં જીવતો હતો અને શૂન્ય વાદ ફેલાવ્યો. આમ થાય તો નાગાર્જુન તથા તેનો ફેલાવેલો શૂન્ય વાદ અને ન્યાય તથા વેદાન્ત સૂત્રના ઉપર લખેલાં સ્થળો વધારે પ્રાચીન તરીકે માનવાં પડશે.

---

* આ મતમાં કોઇ વસ્તુ સત્ય નથી, સર્વ શૂન્ય છે.

વ્યાસ કૃત બ્રહ્મસૂત્ર બૌધાયન કૃત તરીકે પ્રસિદ્ધ થયલી તેની વૃત્તિ શંકરાચાર્ય રચિત સાંસારિક મીમાંસા ભાષ્ય તથા ઉપનિષદ ભાષ્યાદિ, આનંદગિરિ કૃત તેની ટીકા, અદ્વૈતાનંદ કૃત બ્રહ્મ વિદ્યાભરણ, અનલાનન્દ કૃત વેદાન્ત કલ્પતરૂમંજરી, રંગનાથ કૃત વેદાન્ત સૂત્ર મુક્તાવલી, ભાસ્કરાચાર્ય રચિત બ્રહ્મસૂત્ર ભાષ્ય, ભવદેવ મિશ્રકૃત વેદાન્ત સૂત્ર વ્યાખ્યા ચંદ્રિકા, ધર્મરાજ દીક્ષિત કૃત વેદાન્ત પરિભાષા, સદાનન્દ કૃત વેદાન્ત સાર, રામકૃષ્ણ દીક્ષિત કૃત વેદાન્ત શિખામણિ, મધુસુદન રચિત વેદાન્ત સિદ્ધાન્ત બિંદુ તથા વેદાન્ત કલ્પ લતિકા વગેરે પુસ્તકોમાં વેદાન્ત દર્શનના મત આપવામાં આવ્યા છે.

---

## ચાર્વાક દર્શન.

આપણા દેશના પંડિતોના મતમાં હિંદુસ્તાનનાં દર્શનશાસ્ત્રો આસ્તિક અને નાસ્તિક આ બે ભાગમાં વહેંચાયલાં છે. જે જે દર્શનમાં વેદનું પ્રમાણ માન્યું નથી તે નાસ્તિકમાં ખપેછે, જેમ કે બૌદ્ધ અને ચાર્વાક દર્શન, અને જે જે દર્શનમાં વેદને પ્રમાણ ગણેલા છે તે આસ્તિકમાં ખપેલાં છે. જો કે તેમાં કેટલાંક નિરીશ્વર છે, જેમકે કપિલ અને જૈમિનિ દ-

ર્શન જે સાંખ્યમાં ઇશ્વર અસિદ્ધ છે
મીમાંસામાં મંત્રાતિરિક્ત દેવતાનું
નથી, તે સાંખ્ય અને મીમાંસા આસ્તિક
અને વેદથી બહાર બૌદ્ધ સર્વ સૃષ્ટિકર્તા
માન્યા છતાં પણ નાસ્તિકમાં ગણાય છે ! ધ
પ્રયોગની ચતુરાઇ! અહિં આપણે નાસ્તિક દ
ચાર્વાક દર્શનની ચર્ચા કરીશું.

કેટલાક મોટા મોટા વિષયમાં આપણા દેશના
સઘળા દર્શનની સાથે ચાર્વાક દર્શનનો વિવાદછે. (
અને પૂર્વ મીમાંસા, ન્યાય અને વૈશેષિક, સાંખ્ય, યે
અને બૌદ્ધ દર્શને પરલોક માન્યો છે કેવળ ચાર્વા
મતના માણસો પરલોક માનતા નથી એ વાસ્તે ચાર્વા
કદર્શનનું બીજું એક નામ લોકાયત દર્શન છે, કેમકે
આ લોકજ એઓનું સર્વ કંઇછે.

સઘળા દર્શનમાં અનુમાન પ્રમાણમાં ગણાયલું છે
કેવળ ચાર્વાક દર્શનમાંજ પ્રત્યક્ષના શિવાય બીજાં પ્ર-
માણો અગ્રાહ્ય થયલાં છે. જે આંખ કાન વગેરે ઈ-
ન્દ્રિયના અગોચરછે, તેનું ચાર્વાકશિષ્ય અસ્તિત્વ ક-
બૂલ કરતા નથી. એથી તેઓ ઇશ્વર, પરલોક અને
દેહના શિવાય આત્મા માનતા નથી. એટલા માટે
ચાર્વાક દર્શનને નાસ્તિક દર્શન કહેવું એ ખોટું નથી.

ના બીજા દર્શનકારો દુઃખમિશ્રિત સં-
ચ્છતા નથી. તેઓ જે મોક્ષની ઇચ્છા
સુખ દુઃખ કંઇજ નથી. સંસારબંધનથી
તે દૂષનો નિર્વાણ, અન્તરનું સ્થિરપણું એજ
ઇચ્છા હોયછે. કેવળ ચાર્વાકમતમાં સંસારનું
જીવનનો ઉદ્દેશ છે.

વવાચાર્યે સર્વદર્શનસંગ્રહમાં ચાર્વાકને બૃહ-
મતાનુયાયી નાસ્તિકનો શિરોમણિ તરીકે લખ્યો
બૃહસ્પતિ અથવા ચાર્વાકે લખેલા કોઇ ગ્રંથ જો-
માં આવતા નથી. કેવળ આટલું જ કહી શકાયછે
; માધવાચાર્યે નીચે લખેલા શ્લોકો બૃહસ્પતિના વ-
ચન તરીકે આપ્યા છે.

न स्वर्गो नापवर्गो वा नैवात्मा पारलौकिकः ।
नैव वर्णाश्रमादीनां क्रियाश्च फलदायिकाः ॥
अग्नि होत्रं त्रयोवेदा स्त्रिदंडं भस्मगुंठनम् ।
बुद्धिपौरुषहीनानां जीविका धातुनिर्मिता ॥
पशुश्चेन्निहतः स्वर्ग ज्योतिष्टोमे गमिष्यति ।
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते ॥
मृतानामपि जन्तुनां श्राद्धं चेत्तृप्तिकारणम् ।
गच्छतामिह जन्तूनां व्यर्थपाथेयकल्पनम् ॥
स्वर्गस्थिता यदा तृप्तिं गच्छेयूस्तत्र दानतः ।

प्रासादस्योपरिस्थानामत्र कस्मान्न दीयते ॥
यावज्जीवेत् सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥
यदि गच्छेत् परं लोकं देहादेष विनिर्गतः ॥
कस्माद्भूयोन चायाति बन्धस्नेहसमाकुलः ।
ततश्च जीवनोपायो ब्राह्मणैर्विहितस्त्विह ।
मृतानां प्रेत कार्याणि नत्वन्यादिश्यते क्वचित ॥
त्रयोवेदस्य कर्त्तारो भंडधूर्त्त निशाचराः ।
जर्फरीतुर्फरीत्यादि पंडितानां वचः स्मृतम् ।
अश्वस्यात्र हि शिश्नन्तु पत्नीग्राह्यं प्रकीर्तितम् ।
भंडस्तद्वत् परंचैव ग्राह्यजातं प्रकीर्तितम् ।
मांसानां खादनं तद्वान्नि शाचरसमीरितम् ॥

સ્વર્ગ, અપવર્ગ અથવા પરલોક ગામી આત્મા નથી; વર્ણાશ્રમાદિની કોઈ ક્રિયા પણ ફલ આપનારી નથી અગ્નિહોત્ર, ત્રણવેદ, ત્રિદંડ તથા ભસ્મ ચોપડવી એ બુદ્ધિ પૌરૂષવિનાના માણસોની જીવિકા છે જો જ્યોતિષ્ટોમ યજ્ઞમાં મારેલા પશુ સ્વર્ગમાં જાય તો યજમાન શા માટે પોતાના પિતાનું બલિદાન કરતો નથી ? જે જંતુઓ મર્યા છે, તેઓની જો શ્રાધથી તૃપ્તિ થાય તો મુસાફરોને ભાથુ રાખવાની જરૂર નથી. જો સ્વર્ગમાંના માણસો ભુતલમાંના દાનથી તૃપ્ત થાય તો ઘરના ઉપલા

ભાગમાં માણસોની તૃપ્તિને માટે અન્ન નીચે કેમ નથી આપતા ? જેટલા દિવસ જીવતા રહો તેટલા દિવસ સુખથી સંસાર ચલાવો, કર્જ કરીને ઘી ખાઓ. રાખ થયલા શરીરનું ફરી ક્યાંથી આવવું થાય ? જો શરીરમાંથી નીકળીને કોઇ પરલોકમાં જાય છે તો બંધુ સ્નેહથી વ્યાકુલ થઈને કેમ પાછા આવતાં નથી ? તેથી મૃતોની પ્રેત ક્રિયા કરવી એ બ્રાહ્મણોનું પેટ ભરવાનો ધંધો માત્ર છે; બીજું કંઇ જ નથી. ત્રણ વેદના કર્તાઓ ભંડ, ધૂર્ત અને નિશાચર છે જર્ફરી, તુર્ફરી ઈત્યાદિ પંડિતોના વચનો જણાય છે. લખેલું છે કે અશ્વમેધમાં અશ્વશિશ્ન રાજપત્ની ધરશે. ભંડો એ આવા ઘણા પકડવાના પ્રસંગો લખ્યાછે. તેમ જ માંસ ભક્ષણ નિશાચારનું બતાવેલું છે.

જનમંડળમાં પ્રધાનતઃ બે ટોળાના માણસો હોય છે. એક ટોળાની દૃષ્ટિ સુખની તરફ હોય છે અને બીજા ટોળાની નજર ધર્મની તરફ હોય છે. એક ટોળાની આગળ પૃથ્વી ખુશી ખુશાલીની જગા હોય છે. બીજા ટોળાની આગળ દુઃખમય સંકરભૂમિ જણાયછે. એક મંડળ આલોકનો વ્યાપાર લઇને મસ્ત હોયછે. બીજા પારલૌકિક ચિંતામાં મગ્ન હોય છે. એક મંડળ વિષય, તો બીજું દલ વૈરાગી હોય છે. એક દલનું અવલં-

બન યુક્તિ. બીજા દલનું અવલંબન વિશ્વાસ હોય છે. એક ટોળુ જગતના તત્વ નિર્ણયમાં ઉત્સુક હોય છે. બીજા દલના માણસો જીવાત્મા અને પરમાત્માની પ્રકૃતિ નિરૂપણમાં યત્નવાન હોય છે. એક ટોળાના માણસો પ્રત્યક્ષગોચર પદાર્થોથી ખેંચાઇને અપ્રત્યક્ષ વસ્તુના વિચારથી મગજને ચલાયમાન કરવા ઇચ્છતા નથી, બીજા દલના માણસો પ્રત્યક્ષ જગતને અસારવત્ સમજીને અપ્રત્યક્ષ નિત્ય પદાર્થના ધ્યાનમાં રત રહે છે. એક ટોળાના માણસો ધારે છે કે પોતના બુદ્ધિ બળથી સર્વ કરી શકે છે, બીજા દલના માણસો પોતાને અશક્ત ધારીને દેવાનુગ્રહના પ્રાર્થી થાય છે. એક દલ તાર્કિક હોય છે, બીજુ દલ ભક્ત હોય છે. એક ટોળું વાતવાતપર પ્રમાણ ચાહે છે, બીજું ટોળુ શ્રદ્ધાસ્પ માણસનાં વાક્ય સાંભળ્યાથી તેની સચાઈમાં કંઇ પણ સન્દેહ કરતું નથી. એક મંડળ હાલનો સમય અને બનેલા બનાવોમાંથી સુખાકર્ષણમાં પ્રવૃત્ત હોય છે, બીજા માણસો ભવિષ્યના ઉત્કર્ષ અને ભવિષ્યના માહાત્મ્ય ચિન્તનમાં વિમુગ્ધ થઇને સાંસારિક સંપદને તુચ્છ કરે છે.

ચાર્વાકદર્શન પહેલા દલનું શાસ્ત્ર છે. યુરોપખંડમાં આરિસ્ટોટલ, એપિકુરસ, બેકન, બેન્થામ, કોમ્ટે, મિલ વગેરે એ ટોળાના મુખ્યપાત્ર છે, હિન્દુસ્તાનમાં બૃહસ્પતિ

અને ચાર્વાકપણ તે ટોળાના ચુડામણિ છે. ખરૂં છે કે એઓમાં એક એક વચ્ચે ઘણાક મતભેદ છે, પરંતુ એઓ સર્વે સુખને જીવનનો ઉદેશ સમજે છે, સર્વ મુક્તિમાર્ગાનુગામીછે અને સર્વ આ લોક લઇને મશગુલ છે.

જેઓ દુઃખમિશ્રિત સમજીને સુખ ભોગ કરવા ઇચ્છતા નથી, તેઓને ચાર્વાક મતાવલંબીઓ પશુવત્ મૂર્ખ કહેછે. માછલામાં કાંટા છે તેથી શું માછલાં ખાવાં નહિ! ધાન્યના તુષ વીણવા પડે છે તેથી શું અન્નાહાર છોડવો !* કન્ટકના ભયથી શું કમલ તોડવાં નહિ ચંદ્રમામાં કલંકછે તેથી શું તેની સુધા-

---

* सुखमेव पुरुषार्थः न चास्य दुःखसंभिन्नतया पुरुषार्थत्वमेव नास्तीति मंतव्यम् अवर्जनीयतया प्राप्तस्य दुःखस्यपरिहारेण सुखमात्रस्यैव भोक्तव्यत्वात् तद्यथा मत्स्यार्थी सशल्कान् सकंटकान् मत्स्यानु पादत्तेस यावदादेयं तावदादाय निवर्त्तते । यथा वा धान्यार्थी सपलालानिधान्यान्याहरति सयावदादेयं तावदारादाय निवर्त्तते । तस्माद्दुःख भयान्नानुकूलवेदनीयं सुखंत्यक्तु मुचितम् ॥ + + यदि कश्चिद भीरुर्द्दृष्टं सुखं त्यजेत् तर्हि स पशुवन्मूर्खो भवेत् ।

सर्वदर्शन संग्रहान्तर्गत चार्वाक दर्शन

મયી જ્યોત્સ્નામાં અંગને નિમગ્ન કરીને શરીર મન શીતલ કરવાં નહિ? વાયુમાં ધુલ છે આવી શંકા કરીને શું ઉનાળામાં મંદમંદ પ્રવાહિત સુસ્નિગ્ધ દક્ષિણાનિલ સેવન કરવો નહિ? પાણીથી કીચડ થવાના ભયથી શું કૃષ્ટ અને વરસાદથી ભીંજાયલા ખેતરમાં અનાજ વાવવું નહિ? અથવા શું ભિક્ષુકોની યાચંચાની આશંકા કરીને આહાર સામગ્રી તૈયાર કરવી નહિ? વિમળ સુખ જો કે આ દુનિયામાં નથી, તથાપિ જે છે તે અગ્રાહ્ય કરવાની વસ્તુ નથી. આપણે જો ગૃહી થઇએ, એક સમય જેમ સ્ત્રી છોકરાં મિત્રોના પ્રફુલ્લ મુખ જોઇને સુખી થઇએ તે બીજા સમયમાં તેઓની પીડા અથવા વિપદને લીધે દુઃખિત વદન જોઇને દુઃખિત થઇએ. જેમ એક વેળાએ પુત્રના ખીલેલા મુખકમલથી હસવું અથવા કન્યાની આનંદમયી મૂર્તિની લાવણ્યતા જોઇને આનંદરસમાં અભિષિક્ત થઈએ તેમ બીજી વેળાએ તેઓના શીર્ણ શરીર અથવા મૃત દેહ જોઇને શોકસાગરમાં નિમગ્ન થઇએ. એક વેળાએ જેના પ્રેમથી સંસાર પ્રકાશમય જોઇએ બીજી વેળાએ તેના વિરહથી આખું જગત અંધકાર સરખું જણાય આવી રીતે જે એક સમયમાં સુખનું કારણ થાયછે તેજ બીજી વેળાયે દુઃખનું કારણ થાય

છેજો આપણે કોઈની સાથે સંબંધ ન રાખીએ, ને ભૂમંડળમાં એવો કોઈ ન રહે. જેના દુઃખથી અથવા ખોટથી આપણને ક્લેશ ન થાય તો પણ આપણે દુઃખના હાથથી છુટી શકવાના નથી, જે આ જનમંડળની ગીચ વસ્તુમાં એકલો છે, જેના મનની વાત કહેવાને એક પણ માણસ નથી, જેની પ્રીતિનું પાત્ર કોઇજ નથી, તેનું ચિત્ત ઉત્સાહ વિનાનું, નિર્જીવ, દુઃખ મય, રેતીનારણના સરખું નીરસ છે. જો એવી અવસ્થામાં કોઇના અંતઃકરણમાં શાન્તિ રહેતી હોય તો તે માણસ સામાન્ય માણસ નથી પરંતુ સામાજિક સંબંધથી વિરહિત રહેવા છતાં જે સુખી રહી શકેછે તે પણ રોગ અને દૈવ ઘટનના સ્રોતથી પોતાને છોડવી શકતો નથી. એકાએક દુઃખદાયક પીડા આવીને સર્વને ઉલટું સુલટું કરી શકે છે. તંનદરોસ્તીની જોડે મનનો આનન્દ દૂર થાય છે, જ્યોત્સ્નામયી રાતની મનોહર શોભા ઉષાના શીતલ પવન, ફુલનું સૌન્દર્ય તથા સુગંધ, પક્ષીઓના સુમધુર સંગીત સુધા વરસાવતા નથી જે મિત્ર વિનાપણ એકલો હર્ષો ત્ફુલ્લ રહી શકેછે, તેને પણ શારીરિક મંદવાડ અસ્થિર કરેછે, તેને પણ દુઃખિત કરેછે, એના શિવાય કદી કોઈ વેળાએ પ્રબલ તોફાન કદી વજ્રાઘાત, કદી દુકાળ,

કદી વાઘ વગેરે ફાડીખાનાર પશુ, કદી વધારે સૂર્યની ગરમી, કદી ઘણો વરસાદ, કદી ઘણી તાઢથી આપણને ઘણો કલેશ ઉત્પન્ન થાયછે તથાપિ આપણે કહીએ છીએ કે આ સંસાર દુઃખમય નથી, દુઃખ જો કે સર્વત્ર છે, જો કે રાજાના મેહેલમાં અને ગરીબની ઝુંપડીમાં, પંડિતના ઉન્નત ચિત્તમાં અને મૂર્ખના સંકીર્ણ મનમાં વિલાસીના પ્રિય મંદિરમાં અને યોગીની ગિરિ ગુહામાં દુઃખ રહેલું છે; જો કે માર્ગમાં, ઘાટમાં, ઘરમાં, દરવાજામાં, દેવળમાં" કાનનમાં, કાન્તારમાં સ્મશાનમાં, મશાણમાં સર્વ સ્થાનમાં દુઃખ વિરાજિત છે; તથાપિ દુઃખના કરતાં મનુષ્યનાં સુખનો ભાગ ઘણોજ વધારે છે. નહિ તો શા માટે માણસો ઇચ્છા પૂર્વક જીવનનો ભાર સહન કરે ? શા માટે લોકો મરવામાં સંકોચ થાય છે ? શા માટે રવિચંદ્રતારાસુશોભિત તરૂલતાપલ્લવપુષ્પવિભૂષિત પરિમલવહમલયમારૂતસેવિત વિવિધભોગવસ્તુપરિપૂરિત આ લોક છોડી જવાને ઘણા ખરા માણસો વિપદ સમજે. જો ખરેખર દુઃખ સુખના કરતાં સંસારમાં વધારે હોત તો આત્મહત્યાનો આશ્રય લઈને બુદ્ધિજીવી મનુષ્ય જાતિ જીવન જવાથી મુક્તિલાભ કરત ઘણા ખરા માણસો મરવામાં અનિચ્છુક છે એનાથી જ સ્પષ્ટ જણાય છે

કે નરકુલના સુખનું પરિમાણ દુઃખના કરતાં ઘણું વધારે છે.

વળી વિચાર કરવો પણ જોઇએ કે દુઃખછે, તેથી કદાચ સુખ વધારે વાંછનીય થયુંછે જે પરિશ્રમનો ક્લેશ સહન કરતો નથી તે સારીરીતે વિશ્રામનું સુખ અનુભવ કરી શકતો નથી. જે કદી માંદો પડ્યો નથી તે તનદુરસ્તીની કદર સારી રીતે સમજી શકતો નથી ભૂખને લીધે કષ્ટ જણાયછે તેથી ખાવામાં આટલી તૃપ્તિ જન્મેછે. તરસમાં યાતનાછે તેથી જ થંડુ પાણી પીવામાં આવું સુખછે. જે તામસી નિશાકાલે આકાશમંડળ ઘનજલધરજાલમાં આચ્છાદિત થાયછે, નક્ષત્ર માળા અદૃશ્ય થઇ જાયછે, ઝાડો વગેરે ઉખડીને અહિંથી તહિં ફેલાયલાં રહેછે, તીર સરખા પ્રબલ તેજથી અજસ્ત્ર વૃષ્ટિધારા પડેછે, ભીષણ અવાજથી ગગન મેદિની કંપમાન થઇને વખતો વખત વીજલી પડેછે. તે નિશા ગયા પછી એ મેઘ જતો રહે, અને જગત શાન્તભાવ ધારણ કરે, તો હસતો હસતો, મહિમારાશિમાં અંધકારનો દિવનાશ કરીને સૌન્દર્ય ફેલાવતો, ફેલાવતો કમલને ખીલવતો ખીલવતો જ્યારે દિવાકર ઉદય થાયછે તે દિવસ તેને બીજા દિવસના કરતાં કેટલો મનોહર જણાયછે. એવી રીતે વિરહની મર્મ ભેદી

યંત્રણા ભોગવીને હાડે હાડે બાળીને, અવિરલ અશ્રુજલ વિસર્જન કરીને વારંવાર લાંબા શ્વાસ ત્યાગ કરીને જ્યારે પ્રિય સમાગમ પાછો થાયછે ત્યારે તે મિલનમાં જે ગાઢું સુખ જન્મે છે તે વિચ્છેદ વિનાના માણસની અક્કલથી બહાર હોયછે. ખરેખરૂં એક જ અવસ્થામાં ઘણા કાળ સુધી રહેવું એ મનુષ્યને કષ્ટદાયક છે, તે અવસ્થા ગમે એટલી વાંછનીય હોય જે એક વેળાએ કોઇ વસ્તુ સારી લાગે છે, પછી તેનો વારંવાર ઉપભોગથી તે વિરક્તિકર થઇ પડેછે. એક સુસ્વાદુ ભીજ દરરોજ ખાવાથી કાલે કરીને તેના ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થાયછે એટલા માટે સ્વાદનો ફેરફાર કરવાની જરૂર છે. કેવળ મધુરરસ અવલંબન કર્યાથી ચાલતું નથી, તુરૂં તીખું જોઇએ.

જ્યારે માનવજીવનમાં દુઃખના કરતાં સુખ ઘણું વધારેછે, અને જ્યારે દુઃખ છે તેથી સુખનો આટલો ગૌરવ છે, ત્યારે દુઃખમિશ્રિત તરીકે સુખના ઉપર તુચ્છકાર કરવો એ મૂર્ખપણાનું કામ છે તેમાં સંદેહ નથી. પરંતુ તેથીજ અમે ચાર્વાકમતાવલંબીઓની પેઠે સુખને જીવનનો ઉદ્દેશ, સુખને જ પરમ પુરૂષાર્થ સમજી શકતા નથી. સુખ કહેતાં તેઓ જો ઇન્દ્રિય સુખ અથવા આત્મસુખ સમજતા હતા, જે તે-

આના શત્રુ હિંદુ ગ્રંથકારોની વાત ઉપરથી પ્રકાશ થાય છે, તો કેવળ અમારી આપત્તિ થાત એમ નથી. જે હિતવાદમાં આન્તરિક સુખ અને ઘણુંખરૂં મનુષ્યનું સુખ પ્રાધાન્ય છે, તે હિતવાદ પણ અમે સંપૂર્ણ દોષ વિનાનો સમજતા નથી. અમારી વિવેચનામાં એ આવેછે કે અમે કેવળ સુખભોગ કરવાને માટે જન્મ્યા નથી. જેમ સુખ આપણું એક લક્ષ્યછે તેમ આપણાં બીજાં બે મોટાં લક્ષ્યછે. સત્ય અને સ્વતંત્રતા આપણે કેવળ ભોગશક્તિ શાળી જીવ નથી, આપણને જ્ઞાન અને ઇચ્છા પણ છે. જેમ ભોગશક્તિ સુખ ઇચ્છે છે, તેમ જ્ઞાન સત્ય ચાહેછે, તેમ ઇચ્છા પણ સ્વતંત્રતા ચાહે છે. ખાવું, પીવું, પહેરવું એથી ભોગશક્તિ સંતુષ્ટ થાયછે; પરંતુ બુદ્ધિ સત્ય શિવાય મ્લાન થશે, ઇચ્છા સ્વતંત્રતા સ્થાપન અને ક્ષમતા વિસ્તાર વિના અસન્તુષ્ટ રહેશે. બુદ્ધિ સત્ય મેળવ્યાથી અને ઇચ્છા સ્વતંત્રતા મેળવ્યાથી, સુખ જન્મમાં, યથાર્થ છે; પરંતુ જે કેવળ સુખને માટે સત્ય અથવા સ્વતંત્રતાનું અનુસરણ કરે છે, તેનું લક્ષ જે માણસ સત્યને માટે સત્ય અને સ્વતંત્રતાને માટે સ્વતંત્રતા ઇચ્છે છે તે માણસના લક્ષ્યના જેવું મોટું નથી.

દુઃખ છે તેથી સુખના ઉપર નજર ન રાખવી

એ મૂર્ખતા છે. એ સિદ્ધાન્તના પછી સ્થિર કરવું જરૂરનું છે કે આ સુખ કહેતાં કેવળ આ લોકનું સુખ સમજવું નહિં, પરકાલનું સુખ પણ સમજવું ચાર્વાક મતાવલંબીઓ કહે છે કે, આ લોકનું સુખ છે જ, પરકાલ અસંભવ છે. ક્ષિતિ, અપ, તેજ, મરૂત આ ચાર ભૂતના સંયોગથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે, જેમ સુરા ઉત્પન્ન કરનારાં દ્રવ્યોના એકત્ર થયાથી માદકતાશકિત ઉત્પન્ન થાય છે.* તેથી મૃત્યુકાલે જ્યારે ઉપલા ચાર ભૂતનો વિયોગ થાયછે, ત્યારે ચૈતન્ય પણ જતું રહેશે. દેહના શિવાય આત્મા કોઇ ઠેકાણે જણાતો નથી, જયાં ચૈતન્ય જોવામાં આવે છે, ત્યાં તે દેહમાં છે. એટલા માટે શરીરનો વિનાશ થયાથી તે રહેવું અસંભવ છે.

વળી કહેછે કે, હું સ્થૂલ, હું સૂકાયલો, હું ગોરો, હું કાળો, હું માંદો, હું તનદુરસ્ત, હું જુવાન, હું વૃદ્ધ છું, ત્યારે તમે શરીરથી આત્માને જુદો સમજ-

---

* अत्र चत्वारि भूतानि भूमिवार्यनलानिलाः । चतुर्भ्यः खलु भूतेभ्य श्चैतन्य मुपजायते ॥ किन्वादिभ्यः समेतेभ्यो द्रव्येभ्यो मदशक्तिवत् ॥

सर्व दर्शनोद्धृत लोकायत वचनम्

તા નથી. * ખરૂં છેકે મારૂં શરીર, આવું તમે કહોછો પરંતુ એ ઔપચારિક પ્રયોગ છે, જેમ રાહુતું માથુ † જેમ રાહુતું માથુ અને રાહુ અભિન્ન છે, કહેવાની ચતુરાઇથી જુદુ તરીકે જણાયા છતાં મારૂં શરીર અને હું તેમજ અભિન્ન છે. મારૂં શરીર, આ વ્યવહાર અવલંબન કરીને જો કહો કે, આત્મા હું છું, શરીર મારૂં છે ખરૂં, પરંતુ હું નથી; તેમ થયાથી આ સિદ્ધાન્ત યુક્તિવાળો થશે નહિ. આપણે જેમ મારૂં શરીર આવો શબ્દપ્રયોગ જોવાથી આત્માને હું કહી શકો તો મારો આત્મા, આવા વ્યવહાર જોવાથી શરીરને હું કહેવું જોઇએ.

દેહના શિવાય આત્માનું પ્રમાણ નથી, ચાર્વાક મતાવલંબીઓના આ વાક્યનો પ્રતિકાર કરવામાં વિજ્ઞાન હજી પણ અશક્ત છે. જે પ્રાકૃતિક તત્વ હાલ સુધીમાં અગ્રાહ્ય રૂપથી નિર્ણય થયાં છે, તે સર્વ

---

*अहंस्थूलः कृशोऽस्मीति समानाधिकरणतः ।
देहः स्थौल्यादियोगाच्च सएवात्मान चापरः ।
सर्वादर्शनोद्धृतलोकायतवचनम्

†ममदेहोयमित्युक्तिः सम्भवेशौ पचारिकी ॥
सर्वदर्शनोद्धृतम्

લોકાયત વાદને અનુકૂલ છે. બહુ વ્યાપ્ત પર્યવેક્ષણ અને પરીક્ષાથી નિરૂપિત થયું છે કે, જીવ દેહના સ્નાયુ મંડળના તારતમ્યાનુસારે માનસિક શક્તિ વધતી ઓછી થાય છે. બકરાના અને માણસના મગજનો પ્રભેદ જોયાથી જાણવામાં આવે છે કે બેઉની બુદ્ધિમાં ઘણોજ પ્રભેદ યશે. વળી જોવામાં આવે છે કે ભેજા સંબંધી કંઈ રોગ થવાથી માનસિક શકિત વિશેષ ઓછી અથવા લોપ થાય છે, અને વૃદ્ધકાલે મગજની દુર્બલતાથી મનની ક્ષીણતા અને દુર્બલતાની વૃદ્ધિ થાય છે. તેથી ચૈતન્ય સમન્વિત માનસિક વ્યાપારો સ્નાયુમંડળના ઉપર, વિશેષે કરીને ભેજાના ઉપર આધાર રાખે છે, એવું વિજ્ઞાનવિતોએ નક્કી કર્યું છે. એટલા માટે જ્યારે શરીરનો સાંચો ભાગી જાય છે અને સ્નાયુમંડળ તેના ઉપાદાનોમાં આવે છે, ત્યારે ચૈતન્ય પણ નાશ પામે છે, એવો ઘણાકોનો વિશ્વાસ છે, મુખથી ગમે તો તે કહે કે નહિ કહે. પરન્તુ આ ઠેકાણે આ કહેવું જરૂરનું છે. પશ્ચિમના વિજ્ઞાનવેત્તાઓમાં અમેરિકા તથા યુરોપમાં કેટલાકો પ્રેતતત્વની ચર્ચા કરે છે. તેઓનું મંડળ ધીરે ધીરે વધતું જાય છે. જો તેઓ ફતેહમંદ થાય તો દેહાતિરિક્ત આત્માનું પ્રત્યક્ષ પ્રમાણ આપી શકાશે.

આજસુધી પરકાલ અને ઈશ્વરના અસ્તિત્વ સ્થાપનને માટે અનુમાન પ્રબલ અવલંબન કરવું આવ્યું છે. આ લોકમાં શિષ્ટનો પુરસ્કાર અને દુષ્ટનું દમન થતું નથી. આ લોકમાં કર્મ મુજબ ફળ મળતું નથી. એટલા માટે પરલોક છે. જેમ ઘડો વસ્ત્રાદિનો કર્ત્તા છે, તેમ આ વિશાળ જગતનો પણ એક જણ કર્ત્તા હોવો જોઇએ, એટલા માટે ઇશ્વર છે. આવી રીતનું અનુમાન અવલંબીને પરલોક અને ઈશ્વરતત્વનો નિર્ણય કરવાની રીતિ છે. ચાર્વાકમતાવલંબીઓ કહે છે કે પહેલાં અનુમાન અગ્રાહ્ય છે. અનુમાન વ્યાપ્તિ જ્ઞાનને આધારે છે. પરન્તુ એ વ્યાપ્તિજ્ઞાન કેવી રીતે થાય? જો કહોકે પ્રત્યક્ષથી, તો કિયો પ્રત્યક્ષ, બહારનો કે અન્તરનો આંખ વગેરે ઇન્દ્રિયની જોડે કોઇ પદાર્થ સામે આવ્યાથી તે બહારનું પ્રત્યક્ષ થાય છે, તેથી આવા પ્રત્યક્ષ વર્ત્તમાનથી સંભવ હોવા છતાં, ભૂત અને ભવિષ્યજ સંબંધમાં અસંભવછે* પરંતુ વ્યાપ્તિ ત્રિકાલવ્યાપિની

---

* न तावत् प्रत्यक्षं तच्च वाह्यमान्तरं वाभिमतम् । न प्रथमः तस्य संप्रयुक्तविषयज्ञानजनकत्वेन भवति प्रसरसंभवेऽपि भूतभविष्यतोस्तदसंभवेन सर्वोपसंहारवत्या व्याप्तेरज्ञानत्वात् ॥

सर्वदर्शनान्तर्गतचार्वाकदर्शनम्

છે. જ્યારે આપણે ધુમાડામાં અગ્નિની વ્યાપ્તિનો ઉલ્લેખ કરીએ છીએ ત્યારે આપણા કહેવાનો ઉદ્દેશ એ છે કે આગ ધુમાડાનો સોબતી છે, કેવળ હાલમાં નહિ ભૂત અને ભવિષકાલનો પણ સોબતી છે. જ્યારે આપણે જન્મ્યા નહોતા, ત્યારે પણ આગ ધુવાડાનો સોબતી હતી, જ્યારે આપણું મરણ થશે, ત્યારે પણ આગ ધુમાડાનો સોબતી રહેશે. આવી રીતે ત્રિકાલ વ્યાપિની વ્યાપ્તિનું જ્ઞાન કહી વર્તમાન કાળ સંબંધ બહારના પ્રત્યક્ષથી થઇ શકતો નથી. જો કહો કે માનસ પ્રત્યક્ષથી આવું જ્ઞાન થશે તો તે પણ પ્રામાણ્ય નથી. સુખ દુઃખ વગેરે આન્તરિક અવસ્થાની બહારના વિષયના જ્ઞાન માટે મન બહારની ઈન્દ્રિયના આધારે છે.* તેથી બહારના પ્રત્યક્ષ દ્વારા વ્યાપ્તિ જ્ઞાન થવાની જે આ-

---

* नापि चरमः अन्तकरणस्य बहिरिन्द्रियतंत्रत्वेन वाह्यऽर्थे स्वातंत्र्येण प्रवृत्यनुपपतेः । तदुक्तम् चक्षुराद्युक्तविषयंच्चपरतंत्रं बाहिर्मनइति

सर्वदर्शनान्तर्गतचार्वाकदर्शनम्

Compare with the dictum. Nothing is in the intellect which was not originally in the senses.

પત્તિ છે, તે માનસ પ્રત્યક્ષથી વ્યાપ્તિ જ્ઞાન થવાની પણ આપત્તિ છે. જો કહો કે અનુમાનથી વ્યાપ્તિ જ્ઞાનનો લાભ થાય છે તો અનવસ્થા દોષ આવેછે.* કારણ વ્યાપ્તિ જ્ઞાનથી અનુમાન સિદ્ધ કરવા ચાહો તે વ્યાપ્તિજ્ઞાનના આધારે કરેછે. જો શબ્દને વ્યાપ્તિજ્ઞાનના ઉપર સ્થિર કરો તો પણ આપત્તિ છે. કાણાદ મતાનુસારે શબ્દ અનુમાનની અંદર છે. જો કહો કે તેની અંદર નથી તો વિચાર કરીને જુઓ, શબ્દથી કેવી રીતે જ્ઞાન થાય, લોકો જ્યારે કોઇ શબ્દનો ઉપયોગ કરેછે, કોઈ પદાર્થના ઉદ્દેશથી વાપરે છે તે આપણે અનુમાનથી વિવેચના કરી લઇએ છીએ. ધારો કે કોઇએ કહ્યું કે ઘડો લઇઆવ; જેને લક્ષ કરીને હુકમ કર્યો, તે માણુસ વસ્તુ વિશેષ લઇઆવ્યો; આપણે તરત અનુમાન કર્યું કે આ વસ્તુ ઘડો છે. આવી રીતે વૃદ્ધ વ્યવહાર દૃષ્ટિથી જ્યારે શબ્દાર્થનો અનુમાન થાય છે, ત્યારે અનુમાનને વ્યાપ્તિ જ્ઞાનનો ઉપાય કહેવામાં જે દોષ આવે છે તે શબ્દને કારણ

---

* नाप्यनुमानं व्याप्तिज्ञानोपायः तत्र तत्राप्येवमिति अनवस्थादौथ्यप्रसंगात् ।

सर्वदर्शनसंग्रहान्तर्गतचार्वाकदर्शनम्

કહ્યાથી આવે છે.* વળી જુઓ, સ્વાર્થાનુમાનથી શબ્દ પ્રયોગ નથી, આ ઠેકાણે કેવી રીતે શબ્દ વ્યાપ્તિ જ્ઞાનનો ઉપાય થાય ? ‡અનુમાન સિદ્ધ કરવામાં જે વ્યાપ્તિ જ્ઞાનની જરૂર છે, તે ઉપાધિશૂન્ય એટલે બીજાને આધારે હોવી જોઇએ. જ્યારે આપણે અગ્નિને ધુમાડાનો નિયત સોબતી કહીએ છીએ, ત્યારે આપણે જાણવું જોઇએ કે ધુમાડો અગ્નિના શિવાય બીજા કોઈ પદાર્થનો આધાર નથી. આવી રીતે બીજાની મદદનું જ્ઞાન જો કે પ્રત્યક્ષ સ્થલોમાં સંભવે છે, તથાપિ પ્રત્યક્ષ ભૂત ભવિષ્યની અન્દર અથવા દૂર દેશમાંના સ્થલમાં અસંભવ છે. તેથી સર્વત્ર ઉપાધિશૂન્યતા નિર્ણયની ખોટથી વ્યાપ્તિ જ્ઞાન પણ થઈ શકતું નથી[1]

---

*नापि शब्दस्तदुपायः काणादमतानुसारेणानुमान एवान्तर्भावात् अनन्तर्भावे वा वृद्धव्यवहार रुपलिंगावगतिसापेक्षतया प्रागुक्त दूषणलङ्घनाजंघालत्वात्. स. चार्वाक दर्शनम्.

‡अनुपरिष्टाविनाभावस्य पुरुषस्यर्थान्तरदर्शने नार्थान्तरानुमित्यभावे स्वार्थानुमानकथायाः कथाशेषत्व प्रसंगात् स. चार्वाकदर्शनम्.

१ उपाध्य भावोऽपि दूरवगमः उपाधीनां प्रत्यक्षत्वनिय

જેઓ પરિજ્ઞાત સ્થલોમાં બે વસ્તુના સોબતી-ઓને જોઇને તેઓને સર્વદા સોબતી અનુમાન કરે છે, તેઓને ઉપર લખેલી આપત્તિઓ અગ્રાહ્ય છે; પરન્તુ જેઓ સોબતી વિનાના કાર્ય કારણ સંબંધી અથવા કુદરતી નિયમનું અવલંબન કરીને વ્યાપ્તિ નિરૂપણ કરે છે, તેઓ આવા તર્કમાં ભયભીત થતા નથી* કેવી રીતે સોબતીથી વ્યાપ્તિનો નિર્ણય થાય છે તેની ચર્ચા કરવી આમાં અસંભવ છે. જેઓને તે સંબંધી બહારનો વિચાર જાણવાની ઈચ્છા હોય તેઓએ ન્યાયશાસ્ત્રનો આશ્રય લેવો. આ પુસ્તકમાં ન્યાયશાસ્ત્રનો વિષય વાંચવો એટલે કંઇક સમજણ પડશે.

જો વેદથી ઇશ્વર અને પરલોક સંસ્થાપન કરવા

---

मासंमत्रेन प्रत्यक्षाणाम भावस्य प्रत्यक्षत्वेऽपि अप्रत्यक्षाणा मभावस्या प्रत्यक्षतया अनुमानाद्य पेक्षाया मुक्त दूषणान तिवृत्त:

सर्वदर्शन संग्रह चार्वाकदर्शनम्

*कार्यकारणभावाद्वा स्वभावाद्वा नियामकात् । अविना भावानियमो दर्शनान्तर दर्शनात् ॥

सर्वदर्शनोद्धृतम्

જાઓ તો ચાર્વાકમતાવલંબીઓ કહે છે કે વેદ પહેલાંજ અપ્રામાણ્ય છે; કારણ કે એ પ્રત્યક્ષ વિલોપી છે, યુક્તિ વિરૂદ્ધ અને ધૂર્તતાથી ભરેલા છે. પ્રત્યક્ષ જેનાથી સુખ મળે, તેને વેદમાં દુઃખનું કારણ કહ્યું છે: પ્રત્યક્ષ જેમાં દુઃખ જોવામાં આવે છે, વેદમાં તે સુખનું કારણ લખ્યું છે. સાંસારિક સુખદાયી કેટલી ભોગ્ય વસ્તુ પારલૌકિક દુઃખ મૂલક તરીકે વેદાનુસારે પરિત્યજ્ય છે; અને કષ્ટદાયક ઉપવાસ યજ્ઞ વગેરે ભવિષ્ય સુખ સંપાદક તરીકે શ્રુતિમાં આદત છે. મૃત માણસના દૂરવર્તી પ્રેતલોકમાં રહીને પૃથ્વીની નીચે આવેલા અથવા બીજાની ખાધેલી વસ્તુઓથી પરિતૃપ્ત થાય છે, એવી યુક્તિ વિનાની વાતો વેદમાં પુષ્કળ છે. વળી સર્વ કાર્યમાં બ્રાહ્મણને દાન આપવાનું કહ્યું છે, તે સર્વ બ્રાહ્મણોની ધૂર્તતાથી થયલું છે તે સ્પષ્ટ સમજાય છે* તેથી વેદ વાક્ય ઉપર આધાર રાખી ઈશ્વર અથવા પરલોક મનાઈ શકાતો નથી.

---

*સર્વ દર્શનોદ્ધૃત વૃહસ્પતિ વચનમાળા અને નૈષધ ચરિતનો સત્તરમો સર્ગ જુઓ.

# બૌદ્ધદર્શન.

બૌદ્ધો ચાર પંક્તિમાં વહેંચાયલા છે; માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિક. માધ્યમિક મતમાં કંઇજ નથી, સર્વ શૂન્ય છે. જે વસ્તુ સ્વપ્નાવસ્થામાં નજરે પડે છે, તે જાગ્રદવસ્થામાં નજરે પડતી નથી, અને જે વસ્તુ જાગ્રદવસ્થામાં જોવામાં આવે છે તે સ્વપ્નાવસ્થામાં દેખાતી નથી, વળી સુષુપ્તિ દશામાં કોઇ વસ્તુ જોવામાં આવતી નથી. આના ઉપરથી સિદ્ધ થાય છે કે વસ્તુતઃ કોઈ વસ્તુ ખરી નથી; જો ખરી હોત તો જરૂર સર્વ અવસ્થામાં નજરે પડત. યોગાચાર મતમાં બહારની વસ્તુ માત્ર વગર પાયાની કેવળ ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્માજ સત્ય છે. એ જ્ઞાન બે જાતનું છે, પ્રવૃત્તિ વિજ્ઞાન અને આલયવિજ્ઞાન. જાગ્રત અને સુખી અવસ્થામાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને પ્રવૃતિવિજ્ઞાન કહેછે, અને સુષુપ્તિ દશામાં જે જ્ઞાન થાય છે તેને આલયવિજ્ઞાન કહે છે. એ જ્ઞાન કેવળ આત્માનેજ અવલંબીત થયલું છે. સૌત્રાન્તિકો બહારની વસ્તુને સત્ય અને અનુમાનસિદ્ધ કહે છે, વૈભાષિકોના મતમાં બહારની વસ્તુઓ પ્રત્યક્ષ સિ  છે. એક માત્ર ભગવાન્ બુદ્ધ,

બૌદ્ધ ધર્મનો ઉપદેષ્ટા થયા છતાં શિષ્યોના મતભેદ અસંભવિત નથી. જો કે કોઇ માણસ કહે છે સૂર્ય અન્તર્ગત થયો તો આ વાક્ય સાંભળ્યાથી લંપટ માણુસ પરસ્ત્રી હરણુનો તથા ચોર પરધન હરણુનો કાલ આવેલો સમજે અને સાધુઓ સંધ્યાવન્દનાદિનો સમય થયો છે એવું જાણે. એટલા માટે એક માણુસ બોલનારો હોવા છતાં સાંભળનાર પોતપોતાના અભિપ્રાયાનુસારે એક વાકયનાં જુદાં જુદાં તાત્પર્ય ગ્રહણ કરે છે. વાક, હાથ, પગ, ગુહ્ય અને લિંગ એ પાંચ કર્મેન્દ્રિ; નાક, જીભ, આંખ, ચામડી અને કાન એ પાંચ જ્ઞાનેન્દ્રિય; વળી મન અને બુદ્ધિ આ બે ઉભયેન્દ્રિય; આ બાર ઇન્દ્રિયોનું રહેઠાણુ તરીકે શરીરને દ્વાદશાયતન એટલે બાર રહેવાનું કહે છે. સર્વ બૌદ્ધ મતમાં ધન કમાવીને આ દ્વાદશાયતન શરીરને સારી રીતે સેવા રૂપથી પુજા કરવી એ મોટામાં મોટું કર્મ છે. એઓના મતમાં દેવતા સુગત, જગત્ ક્ષણુભંગુર છે, પ્રત્યક્ષ અને અનુમાન બે પ્રમાણુ છે; દુઃખ, રહેઠાણુ, સર્વ અને માર્ગ આ ચાર તત્વ છે; વિજ્ઞાનસ્કંધ, વેદનાસ્કંધ, સંજ્ઞાસ્કંધ, સંસ્કારસ્કંધ અને રૂપસ્કંધ આ પાંચસ્કંધને દુઃખતત્વ કહે છે; પાંચ ઇન્દ્રિય અને

રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ એ પાંચ વિષય છે; અને મન તથા ધર્માયતન એટલે બુદ્ધિ આ દ્વાદશ આયતનું તત્વ છે. મનુષ્યના અન્તઃકરણમાં કુદરતી જે રાગ દ્વેષાદિ ઉત્પન્ન થાય છે તે સર્વ તત્વ કહે છે અને સર્વ સંસ્કારજ ક્ષણમાત્ર સ્થાયી છે, આવી જે સ્થિર વાસના તેનું નામ માર્ગ તત્વ છે. આ માર્ગતત્વ જ મોક્ષ છે. ચર્માસન, કમંડળ, મુંડન, ચીર, પૂર્વાન્હભોજન, સમૂહાવસ્થાન અને રક્તામ્બર આ બૌદ્ધના યતિધર્મનાં અંગો છે.

---

## આર્હત દર્શન.

આર્હતો દિગમ્બર છે. તેઓએ બૌદ્ધોનું ક્ષણિકતા *મતનું ખંડન કર્યું છે. દિગમ્બર આર્હતો કહે છે કે જો દરેક શરીરમાં એક એક આત્મા નિરન્તર ન રહે, તો ઐહિક ફલ સાધનને માટે ખેતી વેપાર વગેરે કર્મમાં કોઇ રીતે માણસની પ્રવૃત્તિ થઇ શકે

---

*બૌદ્ધમતમાં સર્વ વસ્તુ જ ક્ષણિક એટલે પ્રથમ ક્ષણમાં ઉત્પન્ન અને બીજા ક્ષણમાં નાશ થાય છે, અને આત્મા પણ ક્ષણિક તથા જ્ઞાન સ્વરૂપ છે,ક્ષણિક જ્ઞાનાતિરિક્ત સ્થિરતર આત્મા નથી.

નહિ. કારણ પોતાના ફલ ભોગને માટે જ સર્વે ઉપાયાનુષ્ઠાન કરે છે; જો ઉપાયાનુષ્ઠાનનો કર્ત્તા જે આત્મા છે તે ફલભોગકાલે ન હોય તો એકના ફલ ભોગને માટે બીજાની પ્રવૃત્તિ કેવી રીતે સંભવ થઇ શકે. મેં ખેતી વેપાર કર્યો, હું જ તેનું ફલ ભોગવુંછું. સર્વ માણસો આવો અનુભવ કરે છે, તેથી આત્માને ચિરસ્થાયી તરીકે જરૂર માનવો પડે છે. આર્હત મતમાં જીવનો પરિણામ દેહના જેવો છે, આર્હત્ જ પરમેશ્વર છે, તે સર્વજ્ઞ તથા રાગ દ્વેષાદિ વિનાનો છે. આ મતમાં સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર, આ ત્રણને રત્નત્રય કહે છે. જિનોક્ત તત્વ વિષયમાં વિપરીત જ્ઞાન અને સંશયાદિના નિવારણાદિરૂપ ઉત્તમ રીતની શ્રદ્ધાને સમ્યક્ દર્શન કહે છે; અને ટૂંકામાં અથવા વિસ્તારરૂપથી જિનોક્ત તત્વનું જે જ્ઞાન છે તેને સમ્યક્ જ્ઞાન કહે છે. નિન્દિત કર્મ ત્યાગને સમ્યક્ ચારિત્ર કહે છે. આ ચારિત્ર પાંચ પ્રકારનાં છે, અહિંસા ચોરી ન કરવી, ખરૂં બોલવું, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ; સ્થાવર કે જંગમ કોઇ પ્રકારના જીવનો નાશ ન કરવાને અહિંસા, પોતાની વસ્તુના શિવાય બીજાની વસ્તુ ન લેવી તેને ચોરી ન કરવી, સત્ય અને હિતકર તોપણ પ્રિય

એવા વાક્ય કહેવાને ખરૂં બોલવું, કામ ક્રોધાદિ પરિત્યાગ બ્રહ્મચર્ય અને સર્વ વિષયમાં મોહત્યાગ અપરિગ્રહ કહેવામાં આવે છે. આ પાંચ મહાવ્રત છે, એની સાધનાથી પરમપદની પ્રાપ્તિ થાય છે.

આર્હતોના મતમાં ઘણા પ્રભેદ જોવામાં આવે છે, કોઈ મત કહે છે કે તત્વ બે જીવ અને અજીવ છે. જીવ બોધાત્મક છે, અજીવ અબોધાત્મક છે. કોઈ મતમાં પાંચ તત્વ છે, કોઈ મતમાં સાત તત્વ અને કોઈ મતમાં નવ તત્વ છે. આર્હતોમાં વળી એક પંથ છે. એ પંથને જૈન કહે છે. જૈનો જિનોક્ત તત્વના અનુવર્તી થઈને ચાલે છે. જૈનોમાં જેઓ સાધુ હોય છે, તેઓનાં લક્ષણ આ છે, તેઓ ભિક્ષાથી મળેલું અન્ન માત્ર ખાય છે, સફેદ વસ્ત્ર પહેરે છે અને લુંચિત કેશ ધારણ કરે છે અને તેઓ ઘણાજ ક્ષમાશીલ તથા નિઃસંગ છે. જિનર્ષિઓ વસ્ત્ર પહેરતા નથી. લુંચિત કેશ રાખે છે, હાથમાં પીછી ધારણ કરે છે અને ચાલવાની વેળાએ જીવહત્યાના ભયથી પીછીથી પહેલાં માર્ગમાંના જીવોને ખસેડીને પછી પગ મૂકે છે. જલપાત્રનો ઉપયોગ કરતા નથી, હાથવને પાણી પીએ છે, એકલા ખાતા નથી અને સ્ત્રી સંભોગથી ઘણાજ છેટે હોય છે.

## કાર્ય કારણ સંબંધ.

આખો વિશ્વવ્યાપારજ કાર્ય કારણના સૂત્રમાં જોડાયલો છે. સૂર્ય ગરમી આપે છે; મેઘ વરસે છે; અગ્નિ બાળે છે; હવાથી ઝાડ વેલનાં પાંદડાં હાલે છે; ઈત્યાદિ જે કંઇ દુનિયામાં થાય છે, તે સર્વ કાર્ય કારણના ઉદાહરણો છે. તાપ, વૃષ્ટિ, બાળવું પાંતરાં હાલવાં વગેરે કાર્ય છે, અને સૂર્ય, મેઘ, આગ, હવા વગેરેને તેઓનું કારણ કહ્યાથી શું સમજાય છે તેની ચર્ચા કરવી આ વિષયનો ઉદ્દેશ છે.

જેની ઉત્પત્તિ છે તેને જ કાર્ય કહેવામાં આવે છે. ઘણાક પદાર્થો રાત્રે થંડા થઇને દિવસમાં સૂર્યના કિરણના સંયોગથી ગરમ થાય છે, વરસાદ એક વેળાએ રહેતો નથી બીજી વેળાએ થાય છે. કોઈ વસ્તુ અગ્નિને સ્પર્શ નહિ કર્યાથી તે બળતી નથી. ઝાડનાં પાંતરાં એક વેળાએ સ્થિર હોય છે, બીજી વેળાએ હવાથી હાલે છે. એટલા માટે ગરમી, વરસાદ, બાળવું, પાંતરાં હાલવાં, એઓની ઉત્પત્તિ છે; એ વાસ્તે એઓ કાર્ય પદના વાચ્ય છે. આવી રીતે રાત્ર દિવસ, જીવની ઉત્પત્તિ, સુખ દુઃખ એઓનો ઉદય છે તેથી એ પણ કાર્ય છે. અનન્ત આકાશ તથા અનન્તકાલ કદી નહોતો, એની કોઈપણ કલ્પના

કરી શકતો નથી; તેથી એઓને કાર્ય જ્ઞાન સમજવામાં બુદ્ધિમાન માણસ જ અશક્ત છે. જે અનાદિ છે, અથવા જેની આદિ છે, એવું પ્રમાણ નથી; તેઓને કાર્ય ધારવામાં આપણને અધિકાર નથી; જેઓ જગત્ સ્રષ્ટાના સ્રષ્ટાની શોધ કરે છે તેઓએ આ વાત ધ્યાનમાં રાખવી.

જેના શિવાય જે કાર્યની ઉત્પત્તિ થતી નથી, તેને તે કાર્યનું કારણ કહેવામાં આવે છે. સૂર્ય શિવાય દિવસના ભાગની ગરમી ઉત્પન્ન થતી નથી. મેઘ વિના વરસાદ પડતો નથી. અગ્નિ વિના બળવું થતું નથી. હવા વગર પાંદડાં હાલતાં નથી એ વાસ્તે જ સૂર્યને ગરમીનું કારણ, મેઘને વરસાદનું કારણ, આગને બાળવાનું કારણ અને હવાને પાંદડાં હલાવવાનું કારણ કહે છે.

જે બનાવ, અવસ્થા અથવા વસ્તુ એકઠી ન થવાથી કાર્ય વિશેષની ઉત્પત્તિ થતી નથી, કારણ કહ્યાથી વિજ્ઞાનાનુસારે તે સર્વનું એકત્રપણું સમજાય છે; પરન્તુ ચાલતી વાતમાં તેમાંના કોઇ એકને કારણ તરીકે કહે છે. જ્યારે આપણે મેઘને વરસાદનું કારણ કહીએ છીએ, ત્યારે જ આપણે કારણાંશ માત્રની તરફ જોઇએ છીએ, જરા વિચાર કર્યાથી જણાશે

જે વરાળ મેઘરૂપે ગગનમંડળમાં ફેલાયલી છે, તે થંડા પવનના સંબંધથી અથવા જરા વીજળીથી જૂદી ન થયાથી પાણી રૂપમાં આવતી નથી. તેથી મેઘને થંડો વાયુનો સ્પર્શ લાગ્યો અથવા વીજળી છુટી પડવી એ વરસાદનું બીજું કારણ છે. ફરી વિચાર કરીને જુઓ, પૃથ્વીનું માધ્યાકર્ષણ ન હોત તો પાણીનું રૂપાન્તર થઇને જે પાણી ઉત્પન્ન થાય છે તે જમીન ઉપર પડી શકત નહિ. તેથી ભૂમંડળનું મધ્યાકર્ષણ વરસાદનું બીજું એક કારણ છે. એટલા માટે ખરી રીતે વરસાદનું કારણ બતાવવામાં મેઘ, તેની જોડે થંડો પવન અથવા તેનાથી વીજળીનો ત્યાગ, અને પૃથ્વીનું માધ્યાકર્ષણ આ બધાનું નામ લેવું પડે છે.

કારણથી કાર્યની ઉત્પત્તિ થાય છે. તેથી કારણ કાર્યના પહેલાં છે. પહેલાં મેઘ થવો જોઈએ, પછી વૃષ્ટિ થશે. પહેલાં સૂર્યોદય થવો જોઇએ, પૃથ્વી ઉપરના પદાર્થો ગરમ થશે. પરન્તુ જે કંઈ પહેલાં જણાય તેજ કારણ તરીકે મનાઈ શકાતા નથી. જે વેળાએ કુંભાર ઘડો બનાવે છે, તેની પહેલાં કેટલા જીવનો જન્મ અથવા મૃત્યુ, કેટલા વૃક્ષના અંકુરોની ઉત્પત્તિ અથવા વિનાશ, કેટલા રાજ્યનો ઉદય અથવા

વિલય, કેટલા માણસોની સંપદ્ અથવા વિપદ્, કેટલા ગૃહનક્ષત્ર ધૂમકેતુનો આવિર્ભાવ અથવા તિરોભાવ થાય છે. પરન્તુ આ સર્વ પહેલાંના બનાવની જોડે ઘડાનો કોઇ જાતનો સંબંધ નથી. તે સર્વ હોવા છતાં. પણ માટી, ચાક, દાંડો તથા કુંભારની ખોટથી ઘડાની ઉત્પત્તિ થશે નહિ અને આ બધા નહિ હોવા છતાં પણ માટી, ચાક, દાંડો અને કુંભાર હોય તો ઘડો બની શકશે.

અસંબંધ પૂર્વવર્તી ઘટનાના કારણત્વ કલ્પનાજ ઘણાક કુસંસ્કારનું મૂળ છે. આપણા દેશના જૂના કાળમાંના ઘણા માણસો જોવામાં આવે છે કે જેઓ ઝાડ રોપવાં, ઘર બનાવવાં, કુવા ખોદવા વગેરે સામાન્ય ઘટનાને પણ તેના પછી વિપદનું કારણ સમજે છે. વાર અથવા તિથિ વિશેષમાં જવાથી અથવા કોઈ વસ્તુ ખાઇને કોઇ રીતે અમંગળ અથવા વિઘ્ન આવ્યાથી પ્રાચીન કાળના ઋષિયોએ તે સર્વ દોષ વાર અથવા તિથિના ઉપર મૂકયો છે. અમુક દિવસે દુઃખ થયું, ભારે સંકટ, અમુક મહીનામાં વિવાહ થયાથી અમુક દોષ લાગે છે, અમુક સમયે, અમુક કાર્ય કરવું નહિ, આવી રીતના આપણા દેશે જે ઘણા ફલિત જ્યોતિષિક વચન ચાલે છે,

તેમાં ઘણાંખરાં, વગર પાયાના કાર્યકારણાશંકા સંભૂત તરીકે જણાય છે. જે કાર્યનું કારણ નિર્ણય ઘણા જોવાની ઉપર આધાર રાખે છે, તે વિષયમાં અવૈધ સંસ્કારની પ્રબલતા જોવામાં આવે છે. દુકાલ મહાપાત વગેરેનાં કારણ નિરૂપણ કરવાં એ કંઇ સહેલું કામ નથી; જો આવી દુર્ઘટનાની પહેલાં કોઇ દેશમાં અપરિજ્ઞાત શક્તિ ધૂમ્રકેતુનો ઉદય થયો હોય તો તે દેશના રહેવાશીઓ અજ્ઞાનતાને લીધે તેને પહેલાં જોઇને કારણ તરીકે નક્કી કરશે તેમાં કંઇ આશ્ચર્ય નથી. પરન્તુ યુરોપખંડનો ઈતિહાસ વાંચીને ખાતરી થાય છે કે વિજ્ઞાનની ઉન્નતિની જોડે આવા ખરાબ ખ્યાલો સુધરેલા મંડળમાંથી ધીરે ધીરે દૂર થશે.

અસંબંધ પૂર્વવર્ત્તી બનાવોથી કારણનો પ્રભેદ દેખાડવા માટે દર્શનવિત્ વિદ્વાનો કહે છે કે કારણ કાર્યની સર્વદા પહેલાં હોય છે. કુંભાર, ચાક હાથો તથા માટી સર્વદા ઘડો બનાવવાની પહેલાં જોઇએ; તે ન હોય તો કદી પણ ઘડો બનતો નથી, અને જ્યારે તેઓ એકઠાં થાય છે, ત્યારે જ ઘડો બને છે. પરન્તુ સર્વદા પહેલાને કારણ કહેવામાં તેના સંબંધમાં બે આપત્તિ ઉભી થાય છે. પહેલી એક કાર્યનાં જૂદાં જૂદાં કારણ જોવામાં આવે છે. સૂર્યના

તેજથી, આગના સંયોગથી, ગતિ નિરોધથી, વિજળી-ના સંચાલનથી અથવા રસાયનિક યોગથી ગરમી ઉત્પન્ન થાય છે; આવી રીતે ભુખાપાથી, ઝેર પીવાથી જૂદા જૂદા પ્રકારના રોગથી, અથવા શરીર ઉપરના મારથી લોકોનું મૃત્યુ થાય છે. તેથી આવી જગાએ કોઇએક બનાવ સર્વદા પહેલો ન હોવા છતાં પણ કારણ થઇ શકે છે. બીજુ આપણે જોઇએ છીએ કે જે સર્વદા પહેલું છે તે પણ સ્થલ વિશેષમાં કારણપદવાચ્ય થતું નથી. દિવસ રાત્રિથી સર્વદા પહેલાં છે અને રાત્રિ પણ દિવસથી સર્વદા પહેલી છે. તથાપિ એક બીજાનું કારણ નથી.

પહેલી આપત્તિ એટલે તકરારનાં ખંડનને માટે નીચે લખેલો ઉત્તર આપી શકાય છે.

૧. કોઈ બનાવનું કારણ છે, ઘણા પ્રકારનાં કારણો હોવા છતાં પણ મુકરર સંખ્યાના હોય છે; અને તેમાં એકને એક સર્વદા આગળ હોય છે. તેથી કારણના ઘણા સર્વદા પહેલા કારણનાં બાધક નથી.

૨. જે જે ઠેકાણે કારણ ઘણાં જોવામાં આવે તે તે ઠેકાણે સૂક્ષ્મ વિચાર કરીને જોયાથી ઘણુંકરીને એકત્વ જણાશે. જૂદા જૂદા પ્રકારથી ગરમી ઉત્પન્ન થવા છતાં પણ એક માત્ર આણુવિક ગતિ જ જે

તેનું અવ્યવહિત કારણ છે, એ પ્રસિદ્ધ વિજ્ઞાનવિત ટિંડેલે સિદ્ધ કર્યું છે. જૂદી જૂદી રીતે મૃત્યુ થવા છતાં પણ ભેજાના ભાગ વિશેષનો વિકાર જે તેનું અવ્યવહિત કારણ છે, એની શરીર તત્વ ઉપર ચર્ચા કર્વાથી ખાતરી થાય છે.

૩. એક કાર્યનાં ગમે એટલાં કારણ હોય તોપણ તેમાં એકજ જાતના કારણનો સમાગમ થયાથી સર્વદા પહેલા કાર્યની ઉત્પત્તિ થાયછે.

બીજી તકરારના સંબંધમાં વિચાર કરીને જુઓ. જો કે હમણાં દિવસ રાતથી સર્વદા પહેલો છે, રાત્રિ પણ દિવસની સર્વદા પહેલી છે, તથાપિ સૂર્યનું તેજ ગયાથી અથવા પૃથ્વીની આન્હિકગતિ બંધ થયાથી, દિવસ રાતનો એકમેકનો પહેલો પરિવર્તિત થઈ જાય છે તેથી આવી પૂર્વવર્તિતા સર્વદા પદવાચ્ય નથી. બીજાને આધારે થઇને જે સર્વાવસ્થામાં પહેલો રહે છે, તે જ ખરો પહેલો છે. અહિંયાં જેટલી ચર્ચા કરીછે તેના ઉપરથી સિદ્ધ થયું છે કે જે મદદ વગર પહેલું રહીને નિયમિત કાર્ય ઉત્પન્ન કરે છે, તે જ કાર્યનું કારણ છે.× આપણા દેશના પંડિતોનો પણ આવોજ મત છે. ભાષા પરિચ્છેદમાં લખ્યું છે.

---

* We may define, therefore, the

अन्यथासिद्धशून्यस्य नियतपूर्ववर्त्तिता कारणत्वम् ॥

જેના અભાવથી એટલે ખોટથી કાર્ય સિદ્ધ થતું નથી, તેના સર્વદા પહેલાનું કારણત્વ છે.

વૈશેષિક સૂત્રકારે લખ્યુંછે,

कारणाभावात् कार्याभावः ॥ १। २। १

કારણનો અભાવ થયાથી જ કાર્યનો અભાવ થાયછે. કારણનું જે ગમે તે લક્ષણ કરો. આ સૂત્ર તેના ઉપર ગુંથાશે અને આ સૂત્ર અવલંબીને પછીના વિદ્વાનો કારણ નિર્ણય કરવામાં અગ્રેસર થાયછે.

નવદ્વીપના નૈયાયિકો એ નિયમનો ઉલ્લેખ કરે છે.

"यद भावेन इतरकारणसमुदयसत्त्वे यस्य उत्पात्तिं पश्यति तत् कार्यं प्रति तस्य अकारणत्वं निश्चिनोति ।"

જેની ખોટથી બીજાં કારણો હોવા છતાં જેની ઉત્પત્તિ જુઓ, તે કાર્યના સંબંધમાં તેનું અકારણત્વ સમજવું.

---

cause of a phenomenon, to be the antecedent, or the concurrence of antecedents, on which it is invariably and unconditionally consequent.

Mill's Logic—

२ " यद्व्यतिरेकेण इतरकारणसमुदयसत्त्वे यस्य अभावं पश्यति तत्कार्यं प्रति तस्य कारणत्वं निश्चिनोति॥"

જેના શિવાય બીજાં કારણો હોવા છતાં જેનો અભાવ જુઓ, તે કાર્ય સંબંધમાં તેનુંકારણત્વ જાણવું.

પહેલો નિયમ કારણથી વધારે પદાર્થ વજનનું અમોઘ અસ્ત્ર છે, બીજા નિયમ કારણ નિરૂપણનું સર્વથી મોટું સાધન છે.*

આપણા દેશમાં જે દર્શનશાસ્ત્ર પ્રચલિત છે તેમાં ન્યાય, સાંખ્ય, વેદાન્ત અને બૌદ્ધ આ કેટલાક સર્વથી પ્રધાન છે. કાર્ય કારણ સંબંધ લઇને તેઓ વચ્ચે મતભેદ જોવામાં આવે છે. નૈયાયિકો કહે છે

* Compare the 2nd rule with Mill's 2nd and 3rd Cannons of Induction, the simple and compound methods of difference; and see the application of the 1st rule in Lewes's Physiology of common life, where he lays down that the persistence 'of function after the destruction of an organ shews its independence of that organ.

કે, સત્કારણુથી અસત્કાર્યની ઉત્પત્તિ થાય છે. સાંખ્ય મતાવલંબીઓ કહે છે કે, સત્‌થી સત્‌નો આવિર્ભાવ થાય છે. વેદાન્તિકોના મતમાં સર્વ કાર્ય એક માત્ર સત્‌નો વિવર્ત્ત છે. બૌદ્ધો કહે છે કે, અસત્‌થી સત્ ઉત્પન્ન થાય છે. આ સર્વ મતના વિષય કહીને વાચસ્પતિ મિશ્રે કહ્યું છે.—

कोचिदाहुरसतः सज्जायत इति एकस्य सतोविवर्त्तः कार्य जातं न वस्तु सदित्यपरे अन्ये तुसतोऽसज्जायतइतिसतः सज्जायते इति वृद्धाः ।

કેટલાકો કહે છે કે અસત્‌થી સત્ ઉત્પન્ન થાય છે (બૌદ્ધ), બીજા કહે છે કે કાર્ય જાત એક માત્ર સત્‌ના વિવર્ત છે, કોઈ વસ્તુ સત્ નથી (વેદાન્તિક) બીજા વળી આમ કહે છે, સત્‌થી અસત્ ઉત્પન્ન થય છે ( નૈયાયિક ), વૃદ્ધો કહે છે કે સત્‌થી સત્ ઉત્પન્ન થાય છે. (સાંખ્ય)

અમે દેખાડીશું કે આ સર્વ મત સત્ય છે; જૂદા જૂદા દર્શનકારોએ સત્યનાં જૂદાં જૂદાં અંગ જોઈને બીજાને ભૂલાવામાં પડેલા સમજે છે. કહેવાય છે કે કેટલાક આંધળા માણસો હાથીને જોવા ગયા હતા. કોઈએ પગ, કોઈયે શુંડ, કોઈએ કાન, કોઈએ પેટ,

સ્પર્શ કર્યું; પછી જ્યારે એક એકના ઉત્પન્ન થયલા જ્ઞાનની ચર્ચા કરવા બેઠા તે વેળાએ તેઓમાં મોટી ગડબડ મચી. જેણે પગને સ્પર્શ કર્યો હતો, તેણે કહ્યું કે હાથી ઝાડના થડ જેવો છે. જેણે શુંડને સ્પર્શ કર્યો હતો તેણે કહ્યું કે, હાથી સાપના જેવો છે. જેણે કાનને સ્પર્શ કર્યો હતો તેણે કહ્યું કે સુપડાના જેવો છે. જેણે પેટને સ્પર્શ કર્યો હતો તેણે કહ્યું કે, તે ઢોલના જેવો છે. કોઈપણ પોતાના પ્રત્યક્ષનો અ-પલાપ કરીને બીજાની વાત ઉપર વિશ્વાસ કરવા ચહાતા નહોતા તેથી ફેંસલો થયો નહિ આખરે આંખવાળા મુસાફરે ઝગડાનું કારણ સાંભળીને કહ્યું, તમે બધા ખરી વાત કહો છો. હાથીના પગ ઝાડના થડના જેવા છે, હાથીની શુંડ સાપના જેવી છે, હાથીના કાન સુપડાના જેવા છે અને તેનું પેટ ઢોલ-ના જેવું છે; તમે જૂદા જૂદા અંગને સ્પર્શ કર્યો હતો; આખો હાથી પ્રત્યક્ષ કર્યો નથી તેથી બીજાને ભૂલાવામાં ધારો છો. ઉપલા મુસાફરની પેઠે અમે પ્રમાણું કરવાનો યત્ન કરીશું કે સત્યના જૂદા જૂદા અંશો જોઇને દાર્શનિકો કાર્ય કારણના વિષયમાં એક બીજાને ભુલાવવામાં સમજે છે.

નૈયાયિકો કહે છે કે કારણ ત્રણ જાતનાં છે સ-

મવાયી, અસમવાયી, અને નિમિત્ત કારણ* જે એકઠા થઇને કાર્ય ઉત્પન્ન થાયછે તેને સમવાયિ કારણ કહેછે. ઘટનું સમવાયિ કારણ કપાલદ્વયછે, પરંતુ સમવાયિક કારણ તંતુઓ છે. કાર્યોત્પાદનને માટે સમવાયિ કારણનો જે સંયોગ થાય છે તેને અસમવાયિ કારણ કહેછે કપાલદ્વયના સંયોગ થયાથી અસમવાયિકારણ છે: તન્તુઓનો સંયોગ વસ્ત્રનું અસમવાયિકારણછે;† કુંભાર, ચાક અને હાથો, ઘડાનું નિમિત્ત કારણ છે; વણનાર, સૂતર અને સાળ એ વસ્ત્રનું નિમિત્ત કારણ છે. જરા વિચાર કરીને જોવાથી જણાશે કે કાર્ય જે ઉપાદાનથી બનેછે તેને નૈયાયિકો સમવાયિકારણ કહેછે. કાર્ય જે શક્તિને આધારે થાયછે તેજ નિમિત્ત કારણ છે; અને કાર્યોત્પત્તિને માટે ઉપલા ઉપાદાન તથા શક્તિનો જેવો સંયોગ જરૂરનો છે તેજ અસમવાયિકારણ છે. કાર્યોત્પત્તિની પહેલાં કાર્ય રહેતું નથી, પરંતુ જે શક્તિને લીધે તથા ઉપાદાનના સંયોગથી કાંઇ ઉત્પન્ન

---

* Compare with the Material, the Formal and the Efficient, causes of Aristotle.

† ન્યાય પદાર્થ તત્વ નામનો ગ્રંથ જુઓ.

થાયછે તે શક્તિ તથા તે ઉપાદાન કહે છે. એ વાસ્તે નૈયાયિકો કહે છે કે સત્કારણથી અસત્કાર્યની ઉત્પત્તિ થાય છે*

સાંખ્યમતાવલંબીઓ કોઇને અસત્ કહેવા ચાહતા નથી. તેઓ કહે છે કે,

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।

भગવદ્ ગીતા

અસત્થી સત્ ઉત્પન્ન થતું નથી, સત્થી અસત્ થતું નથી.

કપિલ સૂત્ર.

नावस्तुनो वस्तुसिद्धिः १। ७८ सूत्र

અવસ્તુથી વસ્તુ સિદ્ધ થતી નથી.

नासदुत्पादो नृशृंगवत्

કપિલ સૂત્ર ૧। ૧૧૪

નૃશૃંગવત્ અસતની ઉત્પત્તિ થતી નથી.

ત્યારે સત્કારણથી કેવી રીતે અસત્કાર્ય થાય ! અમે કબૂલ કરીએ છીએ અને બધા કબૂલ કરશે કે ઉત્પન્ન કાર્ય સત્તાયુક્ત એટલે અસ્તિત્વવાળું નૃશૃંગવત્

---

* ઘડાની પહેલાં કુંભાર, દાંડો, માટી વગેરે રહે છે; વસ્ત્રની પહેલાં વણનાર, તંતુ, સાળ વગેરે રહેછે.

કલ્પિત પદાર્થ નથી; વળી તેને ઉત્પન્ન કરવાનું ઉપાદાન અને શક્તિ પણ પહેલાં હતી. આ અર્થમાં જ સત્‌થી સત્‌નો આવિર્ભાવ થાયછે. સાંખ્યવાદીઓનો આ મત અખંડનીયછે. પરંતુ ઉત્પત્તિની પહેલાં જ્યારે કાર્ય વિશેષનું અસ્તિત્વ રહેતું નથી ત્યારે એને અસત્ શબ્દ લગાડવાનો દોષ શો ? કપિલના શિષ્યો અસંભવ તથા અવાસ્તવ આવા અર્થમાં અસત્ શબ્દનો ઉપયોગ કરે છે, નૈયાયિકો પ્રાગસ્તિત્વ વિનાના પદાર્થને અસત્ કહેછે,

વિજ્ઞાનવિત્ વિદ્વાનોએ નક્કી કર્યું છે કે પદાર્થો પરમાણુના મેલાપથી થયાછે અને વિશ્વવ્યાપારો જે સર્વ બળના કાર્ય તેઓ વધતા અથવા નાશ પામતા નથી. એક લાકડાનો કડકો બાળો; તેમાંથી ઉત્પન્ન થયેલી હવા કોયલો તથા રાખને એકત્ર કરીને જોશો તો તેનું વજન ઉપલા લાકડાના જેટલું થશે. એક ગતિવાળા પદાર્થને આહત થઇને નિશ્ચિત થાવ, સૂક્ષ્માનુસંધાન કર્યાથી જણાશે કે, અંદરની ગતિ પરમાણુ અનુરૂપ તાપરૂપમાં આવીછે. આવા ઘણા બાહોળા પદાર્થાવેક્ષણ તથા પરીક્ષાથી નક્કી થયું છે કે જગ મંડલમાના ઉપાદાન અથવા શક્તિનો -હ્રાસ વૃદ્ધિ નથી કેવળ રૂપાન્તર થાયછે. સાંખ્યમતાવલંબીઓ આતત્વ

સારી પેઠે જાણતા હતા. દુધ અને તિન્તિડીરસ એકઠું કર્યાથી બન્નેમાંથી આખરે દહી ઉત્પન્ન થાયછે. કપિલના શિષ્યો કહે છે કે દુધ પણ સત્ છે તિન્તિડી રસ-પણ સત્છે, અને તેને લીધે ઉત્પન્ન થયલું દહીં પણ સત્છે, એટલે કલ્પિત પદાર્થ નથી, અસ્તિત્વવાળું છે બૌદ્ધાએ ધાર્યું કે જ્યારે દહીં ઉત્પન્ન થયું ત્યારે દુધ અને તિન્તિડી રસ કયાં ગયાં? દહીં રહેલું છે, પરંતુ દુધ અને તિન્તિડી રસ તો નથી તેમ આ સ્વરૂપ દહીં અસત્ દુધ અને તિન્તિડી રસથી ઉત્પન્ન થયું.

યુરોપના વિદ્વાનોએ થોડા કાલથી શોધી કાઢયું છે કે એક માત્ર શકિત વિશ્વમંડળમાં જુદા જુદા આકાર ધારણ કરેછે. ગતિ, તાપ, વીજળી, પ્રકાશ, રાસાયનિક સંબંધ જીવન, ચિત્તા, સર્વ એકછે; સર્વે જગતમાંની અ-પરિજ્ઞેય મૂળ શકિતનું જુદું જુદું રૂપછે. સમુજ્જવલ શિ-શિર બિન્દુ અથવા તિમિરવિનાશી પ્રભાકરપ્રભા, ભીષણ કલ્લોલ કોલાહલમયી કલ્લોલિની અથવા સુમન્દમારૂતા ન્દોલિત વનસ્પતિ, રકતસંચાલનસંપન્નસુન્દરજીવશરીર અથવા કલ્પના રંજિત બુદ્ધિ વિભૂષિત માનવ મન સર્વ એક માત્ર કુહકીની જાદુગરી છે. તે કુહકીની પ્રકૃતિ જાણવાનો કંઇ ઉપાય નથી. પરન્તુ બ્રહ્માંડના બધા બનાવ તેની લીલા છે. તીક્ષ્ણ બુદ્ધિ પ્રભાવથી

વૈદાન્તિકોએ આ ઉંડું તત્વ જાણ્યું હતું. એ વાસ્તે તેઓએ કાર્યોને એક માત્ર સતના વિવર્ત સમજ્યા હતા. એ વાસ્તે જ તેઓએ "एकमेवाद्वितीयं" ની ધ્વનિ કરી હતી. એ વાસ્તે જ તેઓએ પ્રત્યક્ષ ગોચર પદાર્થોને વ્યાવહારિક સત્તા માત્ર આરોપ કરી હતી, અને કેવળ જગત્ કર્તાની "પારમાર્થિક" સત્તા માનતા હતા.

મુંડકોપનિષદ્‌માં લખ્યું છે.

यथोर्णनाभिः सृजते गृह्णते च
यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
यथा सतः पुरुषात् केशलोमानि
तथाक्षरात् संभवतीह विश्वं ॥१।७
तदेतत् सत्यं यथा सुदीप्तात् पावकाद् ॥
विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते स्वरूपा
स्तथा क्षराद्विविधाः सौम्यभावाः
प्रजायन्ते तत्र चैवापियन्ति

मुंडकोपनिषद १।२।१

જેમ કસ્તુરીનો મૃગ પોતામાંથી સૂત્રની ઉત્પત્તિ કરે છે અને ફરીથી ગ્રહણ કરે છે. જેમ પૃથ્વીમાંથી ઔષધિ ઉત્પન્ન થાય છે, જેમ જીવ શરીરમાંથી કેશ

લોમાદિ ઉત્પન્ન કરે છે, તેમ આખું વિશ્વ અવિનાશી બ્રહ્મથી જન્મે છે.

જેમ સળગાવેલા અગ્નિમાંથી અગ્નિના સરખા હજારો તણખા નીકળે છે, તેમ તે અવિનાશી બ્રહ્મમાંથી નાના પ્રકારના જીવો ઉત્પન્ન થાયછે અને પછી તેમ લીન થાય છે.

सच्च त्यच्चाभवत् । निरुक्तंचानिरुक्तंच । निलयनंचानिलयनंच । विज्ञानंचाविज्ञानंच सत्यंचानृतंच सत्यमभवत् । यदिदं किंच । तत् सत्यामित्याचक्षते ।

તૈતિરીયોપનિષદ.

તેણે મૂર્ત્તિ અમૂર્તિ, હલકા શ્રેષ્ટ ચેતન અચેતન, સત્ય મિથ્યા, અને સત્ વગેરે જે કંઇ છે તે સર્વ કર્યાંછે. એટલા માટે તેને સત્ય કહો.

અહિં સુધી જે કંઇ લખવામાં આવ્યું છે તેના ઉપર એક રીતે પ્રકાશિત થયું છે કે કાર્ય કારણ સંબંધ કેવો છે. અને તે વિષયમાં આપણા દેશના જૂદા જૂદા દાર્શનિકોના મત કેટલા સત્ય છે. હવે અમે એક જરાની વાતની ચર્ચા કરીએ છીએ.

અમે લખ્યું છે કે સર્વ વિશ્વ વ્યાપાર જ કાર્ય કારણના સૂત્રમાં ગુંથેલો છે, એટલે જગમંડલમાંના પ્રત્યેક બનાવનું એક એક કારણ છે. એનું પ્રમાણ શું ?

એનું પ્રમાણ એ છે કે શોધથી હજી સુધી કયાં પણ કાર્ય કારણ નિયમમાં ફરક જોવામાં આવતો નથી પગ નીચેની ધૂળથી લઈને ગગનમાંનાં નક્ષત્રો સુધી જ્યાં સુધી સુક્ષ્મદર્શકયંત્ર તથા દુરબીનથી પરીક્ષિત તથા જોવામાં આવ્યા છે, અને જડ જગત્ જીવાત્મા અને મનુષ્ય મંડળ સંબંધમાં આજ સુધી જે કંઈ જાણુવામાં આવ્યું છે, તેમાં સર્વત્ર કાર્યકારણ સંબંધ રહેલો દીઠામાં આવ્યોછે. કોઈ પરિજ્ઞાત સ્થાનમાં જ વિના કારણથી કોઈ બનાવ બનેલો જોવામાં આવતોનથી

તેના વિષય બીજાું પ્રમાણ એ છે કે, કારણ વિના કોઈ બનાવ બની શકેછે એવું આપણે ધારી પણ શકતા નથી. આપણે વિચાર કરી શકીએ કે, સૂર્ય હવે ઉદય થશે નહિ, ચન્દ્ર ચૂર્ણ થઈ જશે, નક્ષત્રો નિષ્પ્રભ થશે, હાથમાંના પથ્થર પૃથ્વી નીચે ન પડતાં ઉપર દોડશે; પરન્તુ વિના કારણથી આવો ન જોયલો બનાવ બનશે એ આપણે ધારી શકતા નથી. આપણે આવું ધારી શકતા નથી, આના ઉપરથી જોવાયછે કે આપણી પ્રકૃતિમાં એક સંસ્કાર રહેલો છે કે વિના કારણથી કોઇ બનાવ બની શકતો નથી. મનસ્તત્વ વિત્ પંડિતો કહેછે, આવા ખ્યાલનું મૂળ એ છે કે, આપણે પુરુષાનુક્રમથી કદી આ નિયમમાં ફરક પડેલો

જોયો નથી. તેથી આવા અનુકૂલ પ્રમાણના કરતાં પ્રબલતર બીજું કંઈ આપણે માગતા નથી.

## કોમ્ટ દર્શન.

કોમ્ટ દર્શન લઈને આજકાલ શિખેલા મંડલમાં ઘણોક વાદ વિવાદ ચાલે છે કેટલાકો પ્રસિદ્ધ ફ્રેન્ચ પંડિતના મતનો પ્રતિવાદ કરવાનો યત્ન કરેછે. કેટલાકો તેને ગુરૂ તરીકે માનેછે. આવી અવસ્થામાં પક્ષપાત છોડીને તેના મોટા મોટા મતોની ચર્ચા કરવી જરૂરની જણાયછે.

કોમ્ટ કેવળ દાર્શનિક જ નથી તે એક નવા ધર્મ-શાસ્ત્રનો ફેલાવો કરનાર છે. અહિં અમો તેના Positive philosophy એટલે પ્રામાણિક દર્શનના વિષય લખીએ છીએ.

કોમ્ટ કહેછે કે જગત કાર્યના સંબંધમાં મનુષ્ય મંડલમાં યથાક્રમ ત્રણ જાતની વ્યાખ્યા અવલંબિત થાય છે, પ્રથમ, પૌરાણિક, આધ્યાત્મિક અથવા ઇચ્છા મૂલક; બીજી દાર્શનિક, કાલ્પનિક અથવા શક્તિમૂલક; ત્રીજી, વૈજ્ઞાનિક, પ્રામાણિક અથવા નિયમ મૂલક. સર્વ વિષયમાં જ્ઞાનની ઉન્નતિના માર્ગમાં ક્રમાન્વયમાં આ ત્રણ પાયરી છે.

માણસો જ્યારે પહેલાં વિશ્વ વ્યાપાર સમજવા જા-

યછે, ત્યારે દરેક કાર્યના એક એક સચેતન ઇચ્છા-વાળા કર્તા અનુમાન કરેછે. એનું એક ખુલ્લું કારણ છે. આપણા જ્ઞાનની સ્ફુર્તિ થતાં થતાંમાંજ આપણે જાણીએ છીએ કે, આપણે જે કામો કરીએ છીએ, તે સર્વ આપણા સચેતન ઇચ્છાવાલા આત્માથી જ ઉત્પન્ન થાયછે. એથી પહેલી અવસ્થામાં જ્યાં જે કાર્ય જોઇએ છીએ, ત્યાં જ સચેતન ઈચ્છાવાળા કર્ત્તાની કલ્પના કરીએ છીએ એ કારણથી જ બાળકો ગતિવાળા અથવા કાર્યકારી નિર્જીવ પદાર્થોને સજીવ તરીકે માનેછે. એ કારણથી જ પ્રાચીન કાલમાં માણસો મોટા તોફાનમાં, ગોંઘાટ કરતી સિંધુ નદીમાં, અંધકારનો નાશ કરનાર સૂર્યમાં, ઘર જંગલને બાળી નાખનાર અગ્નિમાં, વીજળીથી શોભિત વજ્ર ગર્જનમાં દેવતા જોતા હતા.

આવી રીતે પ્રાચીન કાલમાં પુરાણમાં વર્ણવેલા વાયુ, વરૂણ, સૂર્ય, અગ્નિ, ઇન્દ્ર વગેરે દેવતાઓની ઉત્પત્તિ થઇ છે તેથી, જ્ઞાનની પહેલી પાયરીને પૌરાણિક કહેવામાં આવેછે. વળી દરેક બનાવમાં તેઓનું જ્ઞાન તથા ઇચ્છા રહેલી જોવાથી પૌરાણિક વ્યાખ્યાને આધ્યાત્મિક તથા ઇચ્છા મૂલક આખ્યા આપવામાં આવી છે.

કાલે કરીને જેટલાં જગતનાં ખરાં તત્ત્વ પ્રકાશિત થાયછે, તેટલાં માણસો જાણી શકેછે કે, પહેલાં જે પદાર્થોને અચેતન તરીકે ધારતા હતા તેમાં ચૈતન્યનાં લક્ષણો નથી. ત્યારે તેઓનાથી કેવી રીતે કાર્ય સાધન થાય એવો તર્ક ઉત્પન્ન થઇ તે નક્કી થાયછે કે તેઓમાં કાર્ય સાધિકા શક્તિ છે.એવી જાતનો અનુમાન કરવો એ કંઈ અસ્વાભાવિક નથી ઇચ્છાનો ચૈતન્યનો ભાગ બાદ કર્યાથી, કાર્યસાધિકા શક્તિના શિવાય બીજુ શું રેહે? પરંતુ એનાથી શું કોઇ કામની ખરેખરી વ્યાખ્યા થાયછે ? આદિમાવસ્થાના માણસો ધારતા હતા કે,અગ્નિદેવતા, આપણી ઇચ્છા પ્રમાણે વસ્તુનો ધ્વંસ કરેછે, બીજી અવસ્થાના માણસો કલ્પના કરેછેકે અગ્નિમાં બાલવાની શક્તિછે તેથી પદાર્થો બળેછે પરન્તુ અગ્નિમાં પદાર્થ બલેછે, તેના શિવાય શું જ્ઞાન બાળવાની શક્તિ આગળથી મળ્યું ? જ્યારે પૌરાણિક મત ઉપર અનાસ્થા થયાથી દર્શન શાસ્ત્રની ચર્ચ્ચાનો આરંભ થાય છે, ત્યારે આવી શક્તિઓ ઘણી કલ્પિત થાયછે તેથી જ્ઞાનની બીજી પાયરીનું નામ દાર્શનિક, કાલ્પનિક અથવા શક્તિ મૂલક રાખવામાં આવ્યું છે.

અન્તે લોકો ઘણું જોઈ સાંભળીને જાણે છે કે સર્વ કાર્યનો નિયમછે, એટલે મુકરર પૂર્વોત્તરત્વ અને

સરખાપણાનો સંબંધ છે. નિયમના શિવાય બીજું કંઇ જાણવાની શક્તિ આપણામાં નથી, આવી રીતનો વિચાર કરીને જ્યારે આપણે કોઈ વિષયમાં અધિષ્ઠાત્રી દેવના અને કાર્ય સાધિકા શક્તિ છોડીને નિયમો શોધવામાં લાગીએ છીએ ત્યારે જ આપણે તે વિષયમાં વૈજ્ઞાનિક પાયરી ઉપર ચઢીએ છીએ, નિયમ જ વિજ્ઞાનનું મોટામાં મોટું લક્ષ્ય છે અને વિજ્ઞાન પગલે પગલે પ્રમાણ ચાહેછે. એ વાસ્તે જ્ઞાનનું છેલ્લું પગથિયું વૈજ્ઞાનિક, પ્રામાણિક, અથવા નિયમ મૂલક તરીકે બતાવ્યું છે.

કોમટ કહેછે કે વિશ્વ મંડલની સર્વ વસ્તુઓ નિયમના તાબેછે. આકાશમાં ધુમકેતુ કોઇ કોઇ વખતે જોવામાં આવે છે. અને મનુષ્યના મનમાં જે ઈચ્છા ઉત્પન્ન થયછે એ સર્વ નિયમના તાબેછે. પૃથ્વીમાં મનુષ્યના પગથી ધુળ ઉડેછે, નભોમંડલમાં અસંખ્ય જ્યોતિષ્કો વિરાજિત છે, મનુષ્ય મંડલમાં જે બનાવ બને છે, તે સર્વ નિયમને તાબેછે. તારા ખરે છે, મેઘ ઘેરાય છે, પક્ષી ઉડેછે, માછલાં તરેછે, મનુષ્યના પુત્રો હસેછે, રૂએછે, નાચેછે, ગાયછે, સમાજ વિશેષની ઉન્નતિ, અવનતિ અથવા વિલય થાયછે એ સર્વ નિયમાનુસારે થાયછે. પરન્તુ કોમટ્ જો

કે નિયમનો ભકત છે તોપણ તે અદૃષ્ટવાદી નથી, તે કહેછે કે, વિજ્ઞાનનો અધિકાર વધવાની સાથે તેના ઉપર અદૃષ્ટવાદનો દોષ આરોપિત થશે, એમાં આશ્ચર્ય નથી. કારણ જ્યારે કોઇ પ્રકારના કાર્ય ઇચ્છાના અધિકારથી નિયમના અધિકારમાં આવેછે, નિયમના સ્થૈર્ય ઇચ્છાની અસ્થિરતાની જોડે સરખામણી કરવામાં એટલા અવિચલિત જણાયછે કે અદૃષ્ટ શાસનની પેઠે જણાવવાની જ વાત થાયછે પહેલાં ગગનના જ્યોતિષ્કોની ગતિથી કુદરતના નિયમોનું જે પ્રકારે જ્ઞાન મેળવેછે, તેમાં પણ એવી ભૂલ રહેવાની સંભાવના છે, કારણકે ગમે એટલી આપણે ઇચ્છા કરીએ તોપણ તેની ગતિ ફેરવવાને આપણે શક્તિમાન થતા નથી જોકે કુદરતના નિયમો વગર ફેરફારવાલા છે, તોપણ જ્યોતિષાધિકાના શિવાય જગતના કાર્યો ઘણું કરીને ફેરફારવાળા છે ગરમી, વીજળી, વગેરે પદાર્થ, રાસાયનિક પ્રક્રિયા, વિવિધ પ્રકારના જીવ, અને જન મંડલના બનાવ, કેટલીક રીતે માણુસની શક્તિને તાબેછે તે દરરોજ જોઇએ છીએ * જો કે નિયમ પ્રમાણે સર્વ થાયછે, તોપણ

---

* See "A General view of positivism translated from the French of

ઇચ્ચા મુજબ ગરમી વીજળી વગેરે વધતી ઓછી કરીને, રાસાયનિક પ્રયોગ કરીને, જીવ વિશેષને કાર્ય વિશેષમાં લગાડીને, કોઇ રીતે સમાજ સંસ્કાર કાર્યની સૂચના કરીને પોતાની મરજી પ્રમાણે સંયોગ વિયોગથી મનુષ્ય દુનિયામાં કેટલીક રીતે ફેરફાર કરેછે.

કોમટ્ જોકે ધારે છે કે, જગત કાર્ય અને તેના નિયમના શિવાય બીજુ કંઇ જાણવાનો આપણો અધિકાર નથી, જો કે તે કહેછે કે જગતનું મૂળકારણ તથા છેલ્લુ લક્ષ્ય અજાણ્યુછે, તથાપિ તે નાસ્તિક નથી. તેના મતે નાસ્તિકો અજ્ઞેય વિષયની ચર્ચ્ચામાં પ્રવૃત્ત છે, તેઓ જગતની ઉત્પત્તિ જીવની ઉત્પત્તિ વગેરે ન શોધાય એવા વિષયમાં લાગેલા છે. તે કહેછે કે જો કુદરતના નિયમના શિવાય જગતકાર્યશૃંખલસમુત્પાદનના ગૂઢ કારણની શોધ કરો તો તેની અંદરની અથવા તેનામાંની ઇચ્છાવાળી કલ્પના કરવી જેમ ઘટેછે, એવી બીજી કંઈ જ નથી; કારણ એવા અનુમાનથી આપણું કાર્ય સંભવા ઇચ્છાની સાથે તેનું સરખાપણું રહેછે. દાર્શનિક શિક્ષાજનિત અહંકાર ન રહેત તો

---

Auguste Comte by J. H. Bridges" pp. 57 and 58.

કોઇ પણ આવી સહેલી વ્યાખ્યા છોડીને બીજી રીતે કષ્ટ દાયક કલ્પના કરવા જાત નહિ; અને જ્યાં સુધી લોક નિર્વિકલ્પક સત્યની ખોળની નિષ્ફળતા સમજ્યા હતા, ત્યાસુધી આ વ્યાખ્યામાં જ મનુષ્યની બુદ્ધિ સન્તુષ્ટ હતી કોમ્ટના માનવામાં કુદરતની રીતિમાં ઘણા દોષો છે; પરન્તુ તે સચેતન ઇચ્છાથી એની ઉત્પત્તિ થઇ છે. એ અનુમાન જેમ સંગત છે તેમ અચેતન યંત્રવાદ નથી. તેથી તે કહેછે કે નાસ્તિકો પૌરાણિકો માં સર્વ કરતાં યુકિત હીનછે, કારણ તેઓ પૌરાણિક વિષય લઇને મંડેલા હોયછે, તોપણ તેના ઉપયોગી શોધ કરવાની રીતિને છોડી મૂકી છે. *

કોમ્ટ કુદરતની રીતિના ઉપર કેવી રીતે દોષ લગાડે છે, તે અમે સમજી શકતા નથી તેની આંખે જે દોષ જણાયછે, તે જ શું પ્રકૃતિનો દોષ છે? વિજ્ઞાનવિત્ તથા બહુદર્શી થઇને તેણે કેવી રીતે આવી અયૌક્તિક મત પ્રચાર કર્યો? આપણે જગતની એક બાજુએ જોઇએ છીએ તેના ઉપયોગી જે જણાતું નથી તેના અસ્તિત્વની આખા વિશ્વમંડળના સંબંધમાં જરૂર નથી, આપણે કેવી હિંમતથી કહીએ છીએ? જો આમ કહેવાય કે શું આપણે સર્વ વસ્તુ

* A general view of positivism p. 50

અથવા કુદરતના કાર્યને છેલ્લામાં છેલ્લો ઉદ્દેશ જાણીએ છીએ ? જેઓ માને છે કે સૂર્ય, ચંદ્ર તારા આપણને પ્રકાશ આપવા માટે ઉત્પન્ન થયાછે, તેઓમાં પ્રકૃતિના કાર્યમાં દોષ લગાડીને શું કોમ્ટ સામેલ થતો નથી ?

જગતમાંના તમામ વ્યાપાર નિયમને તાબે છે, ને કોમ્ટ જો કે એ મતનુ પ્રતિપોષક ઘણું બોલ્યો છે, તથાપિ તે તેનો સ્થાપનારો નથી. ઘણા કાલથી વિજ્ઞાનવિત્ મંડળમાં આ મત ચાલતો આવેછે, અને ઘણી પરીક્ષાથી એ સ્થાપિત થયોછે. એક એક કુદરતના નિયમની શોધ એ તેનું એક એક મૂળ છે, અને પ્રાચીન કાલથી લઇને હાલના પુષ્કળ બુદ્ધિમાન માણસોના યત્નથી એની પુષ્ટિ સાધન થયલી છે, પરન્તુ ત્રણસો વર્ષમાં એના પ્રભાવની ઘણી વૃદ્ધિ થઇ છે. ગાલિલિઓએ ગતિના નિયમ, અને ન્યુટને માધ્યાકર્પણની શોધ કરીને દેખાડયુ છે કે ગગનમંડળમાંના નક્ષત્રો નિયમ પૂર્વક બંધાયલા છે લાવીસર ડેવિ, ફારાડે, ડાલટન વગેરેના યત્નથી પ્રકાશિત થયું છે કે પદાર્થો સર્વ મુકરર નિયમથી ભેળાય છે તથા જૂદા પડેછે. બિસાટ ( Bichat ) ગાલ ( Gall) ) વગેરેની પરીક્ષાથી નક્કી થયુ છે કે શરીરના સાંચાનાં

કામો નિયમને તાબે છે. અર્થશાસ્ત્રવિત્ નીતિશાસ્ત્રવિત અને ઇતિહાસવિત્ વિદ્વાનોએ સામાજિક બનાવોના નિયમોનું પરતંત્રપણું દેખાડયું છે. આવી રીને વિજ્ઞાનવેત્તાઓએ આ વિચારને મજબૂત કર્યોછે કે સૂક્ષ્મતર પરમાણુથી લઇને મોટા જ્યોતિષ્કમંડળ પર્યન્ત નિર્જીવ ધૂળની રજથી યુક્તિશાળી મનુષ્યના મનના વિચાર પર્યન્ત, આખુ જગત નિયમને તાબેછે.

આપણે જગતના કાર્ય સંબંધમાં યથાક્રમ ત્રણ જાતની વ્યાખ્યા અવલંબન કરીએ છીએ. એ પણ મત કંઈ સંપૂર્ણ નવો નથી. હ્યુમ અને ટુર્ગોના ગ્રન્થમાં એનો આભાસ મળે છે. ( See Hume's natural history of religion and Turgot's Sur les Progres successits de l esprit humain) પરન્તુ કોમ્ટે જેવી રીતે નાના પ્રકારની ઘટનાની વ્યાખ્યા એનાથી કરીછે, તેવી બીજા કોઇથી થઇ નથી, પરન્તુ એનો કેટલોક લંબાણ પ્રયોગ છે, બીજા કોઈ સારી રીતે સમજતા હતા કે નહિ તે સંદેહકારક છે તેથી સંપૂર્ણરૂપથી નવીન હોય તો કોમ્ટે એને ઘણીક રીતે નવાપણુ આપીને તે પોતાની કરી લીધી છે, અને એક રીતે તે એના પ્રકાશક નામનો અધિકારી છે તે વિષયમાં સન્દેહ

નથી. પૃથ્વી અને બીજા ગ્રહ સૂર્યને ઘેરીને ફરેછે, પિથાગોરસે અને આર્યભટે જો કે પૂર્વકાલે કહ્યું હતુ, તથાપિ કોપર્ણિકસે તેના સંબંધમાં પ્રબલ યુક્તિ તથા પ્રમાણુ દેખાડ્યાંછે તેથી તે જેમ સૌરકેન્દ્રિક જ્યોતિષિક મત સ્થાપનાર તરીકે ગણાયોછે, તેમ જ્ઞાનોન્નતિ વિષયની ત્રણ પાયરીના વિષય પહેલાં હ્યુમ અને ટુર્ગોએ લખેલા જોવા છતાં કોમ્ટને તેનો સ્થાપનાર તરીકે માનવો પડશે.

જ્ઞાનાનુશીલનના આરંભની વેળાએ સર્વ વિજ્ઞાન શાખા એક સરખી અવસ્થામાં હતી. સર્વત્ર પૌરાણિક વ્યાખ્યા પકડવામાં આવતી હતી. પરન્તુ સમકાલમાં સર્વ શાખા એક સરખાં ઉન્નતિ મેળવી શકતી નથી. કેટલીક વૈજ્ઞાનિકની પાયરીએ ચઢી છે, કેટલીક દાર્શનિકની શીડી ઉપર છે; અને કેટલીક પૌરાણિક સોપાનમાં જ પડી રહેલી છે. કોમ્ટ કહેછે કે, જેને વિષય જેટલો સરળ હતો તેટલી તે જલદીથી વૈજ્ઞાનિક શીડીએ પહોચીછે. વિષયની જટિલતાને લીધે કેટલીક દાર્શનિક, કેટલીક પૌરાણિક શીડી ઉપર છે. આવી રીતે જોવામાં આવેછે કે, એક માણુસ કોઈ વિષયમાં વૈજ્ઞાનિક મત, કોઈ વિષયમાં દાર્શનિક મત અને કોઈ વિષયમાં પૌરાણિક મત ધરાવેછે. જાતિ

ભેદમાં પણ જૂદાં જૂદાં ફળ જોવામાં આવે છે. જે વિષયમાં જાતિ વિશેષનો વૈજ્ઞાનિક મત હોય છે તે વિષયમાં બીજી જાતનો દાર્શનિક અથવા પૌરાણિક મત હોયછે. આવી રીતે દુનિયામાં ઘણા મતો થયા છે. જેમ પહેલાં સઘળા વિષયમાં પૌરાણિક વ્યાખ્યા ગ્રહણ કરવામાં આવતી હતી તેથી જનમંડળમાં ઐક્યમત હતો, અન્તે કોમ્ટના ધારવામાં વિજ્ઞાનથી તેવી એકતા સ્થપાશે. જે શાસ્ત્રો ઉત્તમ પ્રકારે વૈજ્ઞાનિક પદને પામ્યા છે, તેઓના સંબંધમાં વિદ્વાન મંડળમાં ઘણોજ થોડો મતભેદ જોવામાં આવે છે; તે પણ વિષયની જટિલતાનું ફલ છે. ધીરે ધીરે વિજ્ઞાનનો અધિકાર વધે છે અને દર્શન તથા પુરાણનો અધિકાર ઓછો થાય છે. તેથી એવી આશા રાખવી એ કંઈ અન્યાય નથી કે કાલે કરીને વિજયી વિજ્ઞાનનું રાજ્ય સર્વ વ્યાપીને ઐક્યમત કરશે.

ભુમંડળની હાલની અવસ્થા અને ઇતિહાસના ઉપર નજર પહોચાડ્યાથી સાધારણ રીતે કોમ્ટના મતનું ખરાપણું ઘણુંક દેખાયછે. જ્ઞાનવિભૂષિત યુરોપખંડમાં ગણિત, જ્યોતિષ, પદાર્થતત્વ અને રસાયન વૈજ્ઞાનિક પાયરીએ ચઢ્યું છે; પરન્તુ શારીરતત્વ અને સમાજ તત્વનો ઘણો ખરો ભાગ દાર્શનિક અથવા પૌરાણિકની

પાયરીએ પડી રહેલું છે. આપણા દેશમાં કેટલાકો ચન્દ્ર સૂર્યને દેવતા સમજીને તેઓની ઉપાસના કરે છે કોઈ તેઓને જડ ધાર્યા છતાં પણ તેઓની શુભાશુભ ફળ આપનારી શક્તિ ઉપર વિશ્વાસ રાખે છે, અને કેટલાક તેઓનો આકાર, ગતિ વગેરે ગણીને જ સન્તુષ્ટ રહેછે. ભારતવર્ષમાં પાણી પહેલાં વરૂણદેવનું રહેઠાણ તરીકે ગણાયલું હતું, પછી સ્નેહશક્તિવાળા તરીકે તેના કાર્ય કલાપની વ્યાખ્યા થતી હતી; હાલમાં ઉદજાન અને અમ્લજાન એટલે હાઇડ્રોજન અને ઓક્સિજનના મેળાપથી શીખેલા મંડળમાં ગણાયછે. અગ્નિ પહેલાં દેવતા હતો, પછી બાલવાની શક્તિ-શાળી લેખે ગણાયો હતો, હાલમાં રસાયનિક કાર્ય વિશેષના ફળ તરીકે ઓળખાયછે.

પરન્તુ સારી રીતે કોમ્ટનો મત સમજવામાં તેના વિજ્ઞાનવિભાગના ઉપર નજર નાખવી જોઇએ. તે કહે છે કે વિજ્ઞાનો બે ભાગમાં વહેંચાયલા છે, ૧ મુખ્ય અથવા સામાન્ય અને ૨ ગૌણ અથવા વિશેષ સંભવ સ્થલમાત્ર ફતેહ મેળવશે આવા નિયમોની શોધ કરવી એ મુખ્ય વિજ્ઞાનનો ઉદ્દેશ છે, અને એ નિયમથી હાલના પદાર્થોના ખરા ઇતિહાસની વ્યાખ્યા કરવી એ

ગૌણ વિજ્ઞાનનો ઉદ્દેશ છે.*

આના ઉપરથી જણાયછે કે શારીરતત્વ મૂળ વિજ્ઞાન છે, પરન્તુ વનસ્પતિ વિદ્યા અને પ્રાણી વિદ્યા ગૌણ વિજ્ઞાન છે; રસાયન મુખ્ય વિજ્ઞાનછે, અને ખનિજ વિદ્યા ગૌણ વિજ્ઞાન છે પ્રત્યેક ગૌણ વિજ્ઞાનમાં કેટલાંક મૂળ વિજ્ઞાનની મદદ હોયછે. વનસ્પતિ વિદ્યા અને પ્રાણીવિદ્યાનું અધ્યયન કરવામાં કેવળ શારીરતત્વ

---

* We must distinguish between the two classes of Natural Science:—The abstract or general which have for their object the discovery of the laws which regulate phenomena in all conceivable cases; and the concrete, particular, or descriptive, which are sometimes called Natural Science in a restricted sense whose function it is to apply these laws to the actual history of existing beings. Positive Philosophy, freely translated and condensed by H. Martincan.

જાણ્યાથી જ ચાલતું નથી. વનસ્પતિ અને જીવદેહમાં ગરમી વગેરેનાં કાર્ય સમજવામાં તત્વ પુષ્ટિ સાધનાદિ સમજવામાં રસાયન અને હાલના જીવભેદોનાં રહે-ઠાણુ અને ગુણુ સમજવામાં મનુષ્ય પ્રભાત્ર પ્રકાશક સમાજ તત્વ જાણવું જોઈએ. આવી રીતે ખનિજ વિદ્યા શીખવી હોય તો રસાયન, પદાર્થ તત્વ અને શરીર તત્વ જાણવું જોઈએ. પથ્થરના કોલસા પણુ એક ખનિજ વસ્તુ છે, પરન્તુ પદાર્થતત્વ અને શારીર તત્વ ન જાણ્યાથી કોણુ તેની પ્રકૃતિ અને ઉપાદાન વગેરેનો નિર્ણય કરી શકે ?

મુખ્ય વિજ્ઞાનોને વળી એક બીજાની મદદ લઇને કોમ્ટે તેઓને પંક્તિમાં મુકરર કર્યાંછે. પહેલી જગા તેણે ગણિતને આપીછે, કારણુ એના વિષય સંખ્યા વિસ્તૃતિ અને ગતિ છે એ સર્વની ખોળ કરવામાં બીજા કોઈ વિજ્ઞાનની મદદની જરૂર પડતી નથી તેના મતમાં જ્યોતિષ બીજા સ્થાનને યોગ્ય છે, કારણુ એમાં ગાણિતિક તત્વના શિવાય માધ્યાકર્ષના નિયમ માત્ર લેવા પડેછે. ત્રીજી જગા પદાર્થતત્વને આપવામાં આવીછે, કારણુ કે એમાં ગણિતની મદદ જરૂરની છે અને માધ્યાકર્ષને લીધે ભારે ઓછાપણું તાપ, વીજળી શબ્દ વગેરેનું તત્વ નિર્ણય થાયછે. ચોથી જગા

રસાયણને આપી છે; કેમકે ગરમી વીજળીની મદદથી પદાર્થના સંયોગના નિયમો નિરૂપણ કરવા એ રસાયણનો ઉદ્દેશ છે. પાંચમી જગા શરીર તત્વને આપી છે; કારણ એમાં રસાયનિક કાર્યના શિવાય ઘણાક શરીરના વ્યાપારની મીમાંસા કરાયછે. છઠી જગા સમાજ તત્વને આપી છે, કારણ શારીરિક તત્વોને મૂળ કરીને સામાજીક નિયમાવળીની વ્યાખ્યા કરવી એ એનો અભિપ્રાય છે. સાતમી જગા નીતિ તત્વને આપેલી છે, કારણ દરેક માણસની જોડે સમાજનો સંબંધ નિરૂપણ કરવો એ તેનું મોટામાં મોટું લક્ષ્યછે. વિજ્ઞાન શાખાઓના એક બીજાની જોડે સંબંધને અનુસરીને પંક્તિ બાંધવાના ઉપર નજર કરીને જોવાથી ખાતરી થાયછે કે, જેનો વિષય જેટલો જટિલ છે, તેટલો બીજાનો મદદગાર છે, અને જેનો વિષય જેટલો સરલ છે, તેટલો તે પોતે બીજાની મદદથી છેટે છે. ગણિતનો વિષય સર્વ કરતાં સરલછે, અને ગણિત જ સર્વનો મદદગારછે. નીતિ તત્વનો વિષય સર્વ કરતાં જટિલ છે, અને નીતિ તત્વ બધાને આધારે છે. બીજી વિજ્ઞાનશાખાઓની જટિલતાની એટલે કઠણતાના તારતમ્યાનુસારે બીજાને આધારેછે.

જરા વિચાર કરીને જોયાથી સમજાય છે કે જે

વિજ્ઞાનશાખા જેટલી બીજાને આધારે છે તેટલી તે વખત જતે વૈજ્ઞાનિક શીડીએ ચડશે ઇતિહાસ પણ તેવીજ સાક્ષી પૂરેછે, ગણિત સર્વથી પહેલાં વૈજ્ઞાનિક શીડી ઉપર ચઢી છે; ત્યાર પછી જ્યોતિષ, ત્યાર બાદ પદાર્થ તત્વ, પછી રસાયન શારીરતત્વનો કેટલોક ભાગ વૈજ્ઞાનિક પદમાં ઉન્નત થયો છે, સમાજતત્વ અને નીતિતત્વ ઘણું કરીને પૈરાણિક અથવા દાર્શનિક શીડી ઉપર પડી રહેલું છે કાલે કરીને વિજ્ઞાન શાખાઓની જેવી ઉન્નતિ થાયછે તેની ઉપરથી સિદ્ધ થાય છે કે જેનો વિષય જેટલો સરલ છે તે તેટલી જલદીથી વૈજ્ઞાનિક પાયરીએ પહોચેછે.

કોમ્ટે મુખ્ય વિજ્ઞાનોને જેવી પંક્તિમાં બાંધ્યાંછે, તેમાં બે દોષ જોવામાં આવેછે; પહેલો એ છે કે તેણે ગેરવાજબીરીતે જ્યોતિષને મુખ્ય વિજ્ઞાન મંડળમાં સામેલ કર્યું છે; બીજો એ છે કે, તેણે મનસ્તત્વને અવિવેચનાથી ઉપલી પંક્તિમાં જગા આપી નહિં. તેણે જ્યારે કહ્યું છે કે હાલના પદાર્થોના ખરા ઇતિહાસની વ્યાખ્યા કરવી એ ગૌણ વિજ્ઞાનનો ઉદ્દેશછે, અને જ્યારે તેણે આ કારણથી ખનિજ વિદ્યા વનસ્પતિ વિદ્યા અને પ્રાણિ વિદ્યાને ગૌણ વિજ્ઞાનમાં દાખલ કરી છે ત્યારે તેણે કેવી રીતે જ્યોતિર્વિદ્યાને ગૌ-

જુ વિજ્ઞાનમાં દાખલ ન કરી ? હાલનો સુર્ય, ગ્રહ ઉ-ઉપગ્રહ, ધુમકેતુ અને તારાઓના ખરા ઇતિહાસની વ્યાખ્યા કરવી એ જ્યોતિષનો ઉદ્દેશ છે. જો કહેવામાં આવે કે સંભવ સ્થાન દેખાડવામાં આવા માધ્યાકર્ષણુ નિયમનો નિર્ણય પણ જ્યોતિષનું કામ છે તો તે અમારી વિવેચનામાં એ એક ભૂલ છે. ગણિતના જે ભાગથી ગતિની નિયમાવળીનો નિર્ણય થાય, તેજ માધ્યાકર્ષણુની ચર્ચાનો એક વિષય માત્ર છે.

સમાજ તત્વની પહેલાં મનસ્તત્વ સ્થાપવું જોઈએ. કેવલ કેટલાક શરીરી સંયોગથી સમાજ બનતી નથી જંગલમાં પુષ્કળ ઝાડોછે; પરન્તુ ત્યાં આપણે જન-મંડલનું અસ્તિત્વ માનતા નથી. જ્યાં આ ણુ મન-ની સાથે મનનો ઘણો પ્રતિઘાત જોઇએ છીએ. જ્યાં પુષ્કળોનાં મન એકત્ર થઇને કાર્યમાં પ્રવૃત્ત જોઇએ છીએ, ત્યાંજ કેવલ આપણું મંડલ છે એવું કહીએ છીએ. એટલામાટે જે મન જનમંડળનું મૂળ સ્વરૂપ છે, તે વિષયનું વૈજ્ઞાનિક તત્વ સમજ નહિં થયાથી જનમં-ડળનાં તત્વનો પાયો નંખાતો નથી. તેથી સમાજ ત ત્વની પહેલાં મનસ્તત્વને દાખલ કરવું જોઈએ. વળી વિચાર કરીને જુઓ, શરીરી માત્ર મનવાળું નથી. જન્મ, પુષ્ટિસાધન, વંશવૃદ્ધિ, મૃત્યુ વગેરે શરીરી સર્વ

છે; પરન્તુ અડધો એટલે વનસ્પતિમાં નથી તેથી શ-રીરી માત્ર સાધારણ તત્વો શારીરતત્વ વિજ્ઞાનનો વિ-ષય રાખીને માનસિકતત્વો લઇને એક વિજ્ઞાનશાખા સ્થાપવી જોઇએ તે સંબંધી બીજી એક વાત્ત કહીએ છીએ. ગણિતથી લઇને શારીરતત્વ પર્યન્ત સર્વ શા-સ્રના તથ્યનિર્ણયને માટે આપણે કેવળ બહારની ઇન્દ્રિયના મદદગાર છીએ. મનસ્તત્વાનુસંધાનાર્થ આ-પણે એક નવું યંત્ર મેળવીએ છીએ, તે આપણી અ-ન્તરિન્દ્રિયછે. કોમ્ટ કહેછે કે અન્તરના બનાવો જોવાની આપણામાં શક્તિ નથી; કારણ જ્યારે આપણે કોઇ માનસિક વ્યાપારના ઉપર લક્ષ આપવા જઇએ છીએ ત્યારે તે વિલીન થઇ જાયછે. આ વિષયમાં અમારો જવાબ એ છે કે જ્યારે આપણે દરેક ક્ષણે જાણી શકીએ છીએ કે આપણા મનમાં સુખ દુઃખ કે કોઇ રીતના વિચારનો ઉદય થાયછે, ત્યારે આપણા પોતાના માનસિક વ્યાપારના વિચાર કરવાની શક્તિ થોડીકછે તેમાં સન્દેહ નથી. વળી એ પણ કોઇને અજાણ્યું નથી કે સ્મૃતિથી વિગત માનસિક અવસ્થનું જ્ઞાન ઘણીક રીતે મળી શકે છે તેથી અન્તર્દ્રષ્ટિથી મનસ્તત્વ સંબંધી સત્ય નિર્ણય વિષયમાં કોમ્ટની આપત્તિ વિફળ થાય છે.

કોમ્ટના મતે જ્ઞાનોપાર્જનના ઉપાય ઘણા છેઃ પર્યવેક્ષણ, પરીક્ષા અને ઉપમા. જે કુદરતી વ્યાપાર સ્વતઃ આપણા ઇન્દ્રિયગોચર થાયછે, તેના વિચારને પર્યવેક્ષણ એટલે જોવું કહેછે. ઈચ્છા પૂર્વક અવસ્થામાં ફેરફાર કરીને કોઈ વિષયની ચર્ચાને પરીક્ષા કહેછે. શોધવાના તત્વને ફેલાવીને સમજાવવા માટે દેશકાળ પાત્રભેદથી તેની ચર્ચાને ઉપમા કહેછે. આ જે વિષય છે તે અન્તરિન્દ્રિયગોચર છે તેથી આપણા માનસિક વ્યાપાર પણ જોવાના વિષયછે, અને ઉપમા એ એક પ્રકારની કૌશલ પ્રતિષ્ઠિત પરીક્ષા માત્રછે કોમ્ટે દેખાડયુ છે કે વિષયની જટિલતાની વૃદ્ધિની સાથે તત્વ નિરૂપણના ઉપાયની વૃદ્ધિ થાયછે ગણિતને જોવું પડેછે કે નહિં તે આપણે જાણી શકતા નથી. જ્યોતિષ કેવળ આંખથી તપાસવું પડેછે. પદાર્થતત્વ અને રસાયનમાં સર્વ ઇન્દ્રિયોના સંયોગથી જોવું અને પરીક્ષા કરવી પડેછે શરીરતત્વ, સમાજતત્વ અને નીતિતત્વમાં જોવું, પરીક્ષા અને ઉપમા ત્રણની જરૂર પડેછે. કોમ્ટ જો મનસ્તત્વનો ત્યાગ ન કરત તો તે બીજા એક તત્વનિર્ણાયક ઉપાયનો વિશેષ ઉલ્લેખ કરત એ કહેવું પુનરૂક્તિ માત્રછે.

---

## કારણવાદ અને અદૃષ્ટવાદ.

એક કડીની સાથે બીજી કડી, તેની સાથે વળી એક કડી એવી રીતે પુષ્કળ કડીઓ જોડાઇને એક એક લાંબી સાંકળ તૈયાર થાયછે, તેમ આ જગત કાર્યમાં એક બનાવના પછી બીજો એક બનાવ ત્યાર પછી ત્રીજો ત્યાર પછી એક બનાવ, આવી રીતે ઘટના પરંપરા કાર્યકારણ સંબંધમાં બંધાઇને સૃષ્ટિ પ્રક્રિયા બનેલી છે. એક બનાવ, કારણ રૂપથી. બીજું એક ઘટનારૂપ કાર્ય ઉત્પન્ન કર્યું વળી છેલ્લો લખેલો બનાવ કારણ થઇને બીજું કાર્ય ઉત્પન્ન કરેછે આવી રીતે સર્વકાળ જે કારણ વિશેષનું કાર્ય માત્રછે, તે જ વળી કારણ થઇને બીજું કાર્ય ઉત્પન્ન કરે છે. પાણી અને ગરમીનો સંયોગ એક બનાવ છે, વરાળ તેનું કાર્ય છે. વળી વરાળથી મેઘ ઉત્પન્ન થયો. મેઘની સાથે ઠંડા પવનનો સંયોગ થઈને વરસાદ થયો. સર્વ સૃષ્ટિના કાર્યોમાં આવા બનાવના પછી બનાવ થતા આવેછે. એક બનાવ બીજા એકની જોડે અખંડની યોગમાં બંધાયલો છે. વીશ ગોળા એકના પછી એક હારદોર મૂકો, પહેલાને ધક્કો દેજો આજુબાજુ જવાનું જો કંઈ કારણ ન હોય તો પ્રથમનો ગોળો જઇને બીજાને બીજો ત્રીજાને આવી રીતે ઓગણીસ

ગોળા વીશ ગોળાને ધકકો તથા ટક્કર મારશે પહેલા ગોળાને જે બલથી ધકકો મારવામાં આવ્યો તે બ- લનું જો પરિમાણ નક્કી કરવામાં આવે અને પ્રતિકૂલ અવસ્થાની શક્તિ (એટલે જમીનની લીસાઇ વાયુનો પ્રતિઘાત ઇત્યાદિક નિશ્ચય રૂપથી જાણવામાં આવે તો પહેલો ગોળો જ્યારે ચાલ્યો, ત્યારે બરોબર કહી શ- કાય છે કે વિશ ગોળા ચાલશે કે નહિ કેવળ તેટલું જ નહિં કેટલી પલે છેલ્લા ગોળાને ટક્કર લાગશે તેની નિશ્ચય ગણતરી કરી શકાય છે પહેલા ગોળાની ગતિ જ ઉત્પત્તિ થતાં છેલ્લા ગોળાની ગતિ ઉત્પન્ન થવા સુધી કેટલા બનાવ બન્યા એ કાર્ય કારણ શૃંખલમાત્ર છે પહેલા ધક્કાનું કારણ, બીજું તે પછીના ધક્કાનું તેના પહેલાના ધક્કાનું કારણ છે, તેથી જેમ પહેલાં કહ્યું છે કે જે એક બનના સંબંધમાં કાર્ય છે તેજ વળી બીજા એક બનાવના સંબંધમાં કારણ થાયછે બનાવો યથાક્રમ કાર્ય તથા કારણ થાયછે.

સામાન્ય ગોળા વિષય જે કંઇ કહેવામાં આવ્યુંછે તે અસીમ બ્રહ્માંડના બધા બનાવના સંબંધમાં આ- વશે. વૈજ્ઞાનિકો જેને નિયમ કહેછે તે બીજું કંઇજ નથી, આ કાર્યકારણ સંબંધની રીતિમાત્ર છે. એક સરખાં કારણ સરખી અવસ્થામાં સરખાં કાર્યો ઉ-

ત્પન્ન કરેછે એ જોઇને જ આપણને કુદરતના નિય-
મનું જ્ઞાન થયું છે કોઈ એક બનાવે એક પ્રકારની
અવસ્થામાં એક જાતનું કામ ઉત્પન્ન કર્યું, વળી તેવે
બનાવે તેવી અવસ્થામાં બરાબર તેવું કાર્ય ઉ-
ત્પન્ન કર્યું આવી રીતે વારંવાર જોઇને આપણે સમ-
જ્યા છીએ કે કુદરત નિયમાનુસારે ચાલે છે. એમાં
કંઇપણ વિશૃંખલા નથી. કોઈ બનાવ આકસ્મિક નથી.

સામાન્ય એક દૃષ્ટાન્ત જુઓ સુકાં પાતરાં આગમાં
નાખો, પાતરાં બળી ગયાં. જ્યારે સુકું ઘાસ આ-
ગમાં નાખશો ત્યારે ઘાસ બળશે. પરંતુ લીલું ઘાસ
આગમાં નાખીને જુઓ, એ જ્યાં સુધી લીલું રહેશે
ત્યાં સુધી તે કદી પણ બળશે નહિ. જો લીલું ઘાસ
આગમાં નાખશો તો એ બીની અવસ્થામાં કદી પણ
બળશે નહિ આવી રીતે જોઇ જોઇને જ લોકોને કુદ-
રતના નિયમનું જ્ઞાન ઉત્પન્ન થાયછે જો એવું થાત
કે એક સમય જોયું કે સુકું ઘાસ આગમાં બળ્યું
બીજી એક વેળાએ થયુ નહિ; એક વેળાએ જોયું કે
ગરમાના સંયોગથી પાણી વરાળરૂપમાં આવ્યું બીજી
વેળાએ થયું નહિ; એક વેળાએ જોયું કે ઝાડ ઉ-
પરનું ફળ જમીન ઉપર પડયું બીજી વેળાએ એ ઉ-
પર ગયું; એક સમય જોયું કે પાણી નીચેની તરફ

ચાલેછે વળી એક સમય જોયું કે એ ઉપરની તરફ જાયછે; એક વખતે જોયું કે ઝેર શરીરના લોહીને દૂષિત કરી નાંખેછે, વળી એક સમય જોયું કે એને નિર્મળ કરેછે; જો જગતમાં સર્વ સમયમાં અને સર્વત્ર આવી વિશૃંખલા જોત, જો જોત કે, સમાન કારણ, સમાન અવસ્થામાં સમાન કાર્ય ઉત્પન્ન ઉ-કરતું નથી, તો આપણને નિયમનું જ્ઞાન થવું અસંભવ થાત ખરેખર પ્રકૃતિની ક્રિયામાં સમાન ભાવ Uniformity જોઇને જ આપણને કુદરતના નિયમનું જ્ઞાનઉત્પન્ન થયું છે.

જેની ચર્ચા કરવામાં આવી તેમાંથી આ બે વાત નીકળી પહેલી કાર્ય કારણ શૃંખલમાં આખું જગત દૃઢ બંધાયલું છે; બીજું સઘળા બનાવ એક બીજાની જોડે અખંડનીય કાર્યકારણ શૃંખલમાં બંધાઇને રહેલા છે તેથી આપણને કુદરતના નિયમનું જ્ઞાન ઉત્પન્ન થયું છે

જેમ બહારનું જગત છે તેમ વળી અન્તર્જગત પણ છે જેમ બહારની દુનિયામાં ગ્રહ નક્ષત્રોની ગતિથી સામાન્ય ધુળના કણ પડવા સુધી કંઈપણ અકસ્માત નથી, કંઇ પણ કારણ શિવાય થતું નથી, તેમ અન્તર્જગતમાં પણ કોઇ જ્ઞાન, ભાવ અથવા ઇચ્છા વિના કારણથી ઉપજતું નથી.

મેં એક કામ કર્યું. કાર્યનું કારણ શું? ઇચ્છા (Will) છે. ઇચ્છાનું કારણ શું? ઇચ્છા શું કારણ સિવાય ઉત્પન્ન થઈ શકે છે? ઇચ્છાનું જરૂર કારણ છે. ઇચ્છાનું કારણ વાસના (Desire) છે. વાસના ક્યાંથી આવી? બહારના પદાર્થ અથવા બનાવના સંયોગથી પ્રકૃતિ અથવા ચરિત્રથી. પ્રકૃતિ તથા ચરિત્રનું કારણ શું? કેટલીક વૈજીક તત્ત્વાનુસારે પિતૃ પુરૂષથી અને કેટલી અવસ્થા તથા શિક્ષણથી.

"સ્વતંત્ર ઇચ્છા" આ વાક્યનો તાત્પર્ય સમજવાનો યત્ન કરવામાં આવે છે. કોઇ શું આવું ધારી શકે છે કે મનુષ્યની કોઈ પણ ઇચ્છા કારણ સિવાય ઉત્પન્ન થઇ શકે છે? ઇચ્છા હોય તો તેની ઉત્પત્તિનું કારણ છે ઇચ્છા માત્ર જ વાસનાનું કાર્ય છે કાર્યકારણના તાબામાં છે, તેથી ઇચ્છા જરૂર તેના કારણ વાસનાના તાબામાં છે.

બહારની અડચણ ન આવે તો જે ઇચ્છા હોય તે કરી સકાયછે એનું જ નામ જો "સ્વતંત્ર ઇચ્છા" હોય તો તે સ્વતંત્ર ઇચ્છાનો માણસ માત્ર અનુભવ કરેછે. ઇચ્છા થયાથી તે ઇચ્છા અનુસારે માણસ સ્વતંત્ર ભાવે કામ કરી શકે છે, આ કહેવું શું કોઇ બુદ્ધિમાન મનુષ્ય ના કબુલ કરશે? પરન્તુ સ્વતંત્ર ઇ-

આ મતના પક્ષપાતીઓ શું આવું કહી શકે છે કે, મનુષ્ય જે ઈચ્છા કરેછે તેજ ઈચ્છા કરી શકે છે ! જે ઈચ્છા કરી શકે છે ! જે ઈચ્છા છે તે જ ઈચ્છા કરવી, આ વાક્યનો કંઈ અર્થ જ નથી. ઇચ્છાની ઉત્પત્તિની પહેલાં કેવી રીતે ઈચ્છા આવે ? ઈચ્છાની ઉત્પત્તિની પહેલાં જરૂર બીજું કંઈ હોવું જોઇએ તે બીજું કંઇ "ઈચ્છાનું કારણ છે, ઇચ્છા તેનું કાર્યછે; તેથી ઇચ્છા તેના તાબેછે ઇચ્છાની સ્વતંત્રતા ક્યાં રહી?

આપણી જે ઇચ્છા તે કહી શકિયે છીએ, તે વાસ્તેજ ઇચ્છાની સ્વતંત્રતાનો મત ઉભો થયોછે સ્વતંત્રતાનો અર્થ જ પોતાની તાબેદારી છે પોતાની તાબેદારી એટલે આપણી જે ઈચ્છા તેને અનુસરીને કામ કરી શકીએ પરન્તુ ઈચ્છાની પેદાશ કરી શકતા નથી. કેમકે કંઇ ઇચ્છાથી ઇચ્છાની ઉત્પત્તિ કરાય ? ઇચ્છા સ્ફુર્તિની પહેલાં જરૂર ઈચ્છા નહોતી.

"સ્વતંત્ર ઈચ્છાના" પક્ષપાતીઓ કહે છે કે દરેક માણુસ પોતાને સ્વતંત્ર સમજેછે; સ્વતંત્રતાનો વિશ્વાસ કુદરતી છે. અમે પુછીએ છીએ કે દરેક માણુસ શું અનુભવ કરે છે ? એના શિવાય બીજું કંઇ જ નથી કે, મારી જે મરજી હોય તે કરી શકું છું જો કોઇને પક્ષાઘાત થાય તો તે પોતાને સ્વતંત્ર કેમ નથી મા-

રતા ! એ વાસને જ મનમાં ઇચ્છા હોવા છતાં પણ તેને અનુસરતાં કામ કરવાની શક્તિ નથી. પરન્તુ દરેક આદમી શું આવો અનુભવ કરેછે કે, તે ઇચ્છાની ઉત્પત્તિ કરી શકે છે ? કોઇ જાતની વિશેષ ઈચ્છાની ઉત્પત્તિ થવાની ઈચ્છા જો થાય તો એમાં કહેવું પડશે કે, તે ઇચ્છા જ ઉત્પન્ન થઇછે. સ્વતંત્ર ઇચ્છા મતના પક્ષપાતીઓ કહે છે કે કોઇ કામ કરવાની પહેલાં મન કહે છે કે, આ કરી શકું છું, તે કરી શકતો નથી તે કાર્ય કર્યા પછી મન કહે છે કે નહિ કર્યા છતાં પણ કરી શકયો છું તેથી દુષ્કર્મ કરીને અનુતાપ થાય છે એ ઘણુંજ અયુક્ત કહેવું છે. મનોવિજ્ઞાનવિદ્ માત્રના મતમાં સંજ્ઞા (consciousness) મનની હાલની અવસ્થા કહેછે. ભૂત ભવિષ્યની જોડે તેનો સંબંધ શો ?

વિપરીત પ્રકૃતિની બે અભિસંધિ અથવા વાસનામાં જ્યારે વિરોધ પડે છે, ત્યારે માણસ પોતાને વિશેષરૂપથી સ્વતંત્ર જાણે છે. વિરોધની અવસ્થામાં માણસ વિચાર કરે છે, વિતર્ક કરે છે, ચર્ચા કરેછે, એકવાર આગળ પડે છે વળી પછવાડે રહે છે, તેથી તે ધારે છે કે તે પોતાના સ્વતંત્ર ભાવથી આવું કહે

છે. આવી વિરોધની હાલતમાં સ્વતંત્રતામાં વિશ્વાસ મજબુત થઇ જાયછે.

એક દૃષ્ટાન્ત લો. ધારો કે બે ચુમ્બકના પથરાઓની બન્ને બાજુએ એટલે વચમાં એક લોઢાનો કડકો છે. જો બે ચુમ્બકનું ખેંચાણ એક સરખું હોય તો લોખંડનો કડકો જ્યાં રાખ્યો છે ત્યાંજ રહેશે કોઇ તરફ જશે નહિ. પણ જો બે ચુમ્બકમાં એકનું ખેંચાણ જોરવાળું હોય તો લોખંડ તે તરફ આવશે તેમ આપણી પ્રવૃત્તિ અથવા વાસના કામ કરેછે. જો બે વાસના એક સરખી પ્રબલ હોય તો મનુષ્ય કોઇ તરફ ખસશે નહિ. પરન્તુ જો બેઉમાં એક વધારે પ્રબલ થાય તો તે પ્રબલતર વાસનાની તરફ દોડશે. અને તે વાસનાનાં અનુયાયી કામ કરશે ધારો કે એક એકાન્ત જગામાં કેટલીક સોનામોહરો મળી, તે મેળવતાં હજમ કરવાની ઈચ્છા ઉત્પન્ન થઈ. પરન્તુ ત્યાર પછી સ્મરણ થયુ કે એમ કરવું અધર્મ છે, જેનું ધન હોય તેની શોધ કરીને પાછું આપવું જોઇએ. આ બે પ્રકારની વાસનામાં મોટો વિરોધ થવા લાગ્યો. એકવાર એક વળી બીજી પર્યાક્રમે પ્રબલ થવા લાગી. આખરે બેઉમાંથી કોઇ એકે જય લાભ કર્યો.

આ ઠેકાણે કોઇ કહેશે કે, પ્રબલતર વાસનાએ

માણુસને પોતાના તાબામાં આણ્યો એવું નથી, મનુષ્યે પોતે જ તે અભિસંધિને પ્રબલ કરી, તેણે પોતે જ સ્વતંત્ર ભાવથી બે જાતની અભિસંધિમાં કોઇ એક ને જયદાન કર્યું. પરન્તુ સવાલ ઉઠે છે કે જય દાન શાથી કર્યું! એકને બદલે બીજા એકને જયદાન કરવાની જે ઇચ્છા તેનું શું કંઈ કારણ નથી? તે માનસિક અવસ્થાને ઉત્પન્ન કરનાર શું કંઇ પહેલાંની અવસ્થા નથી!

આપણે જોયું છે કે જડ જગત કાર્યકારણશૃંખલબદ્ધ એક સંચો માત્ર છે. વળી એ પણ સિદ્ધ થયું છે કે, મનોજગત પણ એવીજ બીજી એક કળ છે. હાલના ઉન્નત વિજ્ઞાનનો આવો ઉપદેશ છે કે, આખા બ્રહ્માંડના સર્વ ભાગની જોડે સર્વ ભાગનો યોગ રહેલો છે. સર્વદા પહેલાં તથા સર્વદા પછવાડેના બનાવો એક બીજાની જોડે બંધાયલા છે. આ મોટા સંચાના નિગૂઢ કાર્યની રીતિની શોધ કરવી એ મનુષ્યનો મોટો અધિકાર છે, આ યંત્ર સંબંધી તત્ત્વોને એકઠાં કરવાં એ વૈજ્ઞાનિકનું કામ છે. એ યંત્રનું જ્ઞાન જ ખરેખરૂં વિજ્ઞાન છે.

જડ અને મન બેઉ જ્યારે નિયમમાં બંધાયછે ત્યારે બંન્ને સંબંધી બનાવની ભવિષ્યવાણી કહેવી એ સંભવછે.

કેવળ સંભવ જ નથી ! ઘણા કાલથી વૈજ્ઞાનિકો ભવિષ્ય બનાવના સંબંધમાં ભવિષ્યવાણી કહેતા આવ્યા છે, અને એ સફળ પણ થાયછે. અમે પહેલાં ગોળાના વિષે કહ્યું કે, સર્વ અવસ્થાના વિષે સંપૂર્ણ જ્ઞાન હોય તો જેમ પહેલા ગોળામાં ધક્કો લાગતાંજ નિઃસંદિગ્ધ ચિત્તથી ભવિષ્યવાણી કહિ શકાય કે વીશ ગોળામાં ધક્કો લાગશે કે નહિ, તેમ સર્વ અવસ્થાના નિયમ સંબંધમાં સંપૂર્ણ જ્ઞાન હોય તો જગતના બધા બનાવના સંબંધમાં ભવિષ્યવાણી કહી શકાય. ક્યારે સૂર્ય ચંદ્રનું ગ્રહણ થશે, ક્યારે ધૂમકેતુનો ઉદય થશે, એની ભવિષ્ય વાણી ઘણા કાલની પહેલાં જ્યોતિષો કહેછે. ગ્રહ ઉપગ્રહ વિષયના નિયમાદિનું જ્ઞાન એટલું બધુ વધ્યું છે કે તેઓ વગર હરકતે ઉપર લખેલા બનાવો ઘણા કાલ પહેલાં જોઇ શકેછે.

જેટલી વિજ્ઞાનની ચઢતી થશે તેટલું માણસ જગતના ભવિષ્યના બનાવોનું જ્ઞાન મેળવશે. આ સદીમાં જેટલી વિજ્ઞાનની ઉન્નતિ થઇ છે, તે જોઇને જ આપણે આશ્ચર્ય પામીએ છીએ. પરન્તુ એ ખરૂં છે કે વિજ્ઞાન હજી શૈશવાવસ્થામાં છે. એ વાસ્તે વૈજ્ઞાનિકો ઘણાજ થોડા વિષયમાં ભવિષ્ય જોઇ શકે છે. આ બ્રહ્માંડ બ્રહ્માંડના ઘણાખરા વિષયનું હજી ભવિષ્ય જ્ઞાન

અસંભવ છે. કેમકે તે સર્વ નિયમાદિ સબંધી જ્ઞાન હજી સુધી માણસ પેદા કરવામાં શક્તિવાન્ થયો નથી. માણસ જો સર્વ વિષયનું કાર્યકારણશૃંખલ સ્પષ્ટરૂપે જોઈ શકત, તો સર્વ વિષયનાં ભવિષ્યનાં કાર્ય કહી શકત. જડ જગતના સંબંધમાં જેમ કહી શકત અને હમણા જેટલું કહી શકેછે; તેમ મનોજગતના સંબંધમાં જરૂર તે કહી શકત! જડ અને મનના સંબંધમાં પણ ભવિષ્યવાણી સંભવ થઈ તો માણસ સબંધી તથા સામાજીક સર્વ બનાવની પણ ભવિષ્યવાણી સંભવ થશે જેમ હમણાં કહેવામાં આવે છે કે ક્યારે ધુમકેતુ ઉદય થશે, ક્યારે ચંદ્રગ્રહણ થશે તેમ આપણું જ્ઞાન વધારે ઉન્નત થયાથી આપણે કહી શકીશું કે ક્યારે અમુક માણસ ખોટી વાત કહેશે, ક્યારે તે ઠગીને પોતાના ભાઇની દોલત હરણ કરશે, ક્યારે તે નરહત્યા કરીને રાજદંડ ભોગવશે. અથવા ક્યારે તે અસાધારણ મહત્વ પ્રકાશ કરીને જનમંડળનું હિત સાધન કરશે. સામાજીક વિષયમાં પણ તેવું નિઃસન્દિગ્ધ ચિત્તથી કહી શકાશે કે, કેટલા દિવસ પછી હિન્દુધર્મની વિનાશ દશા થશે, વળી કેટલા દિવસ પછી ઇશુખ્રિસ્ત આ જગતમાંથી પૂજાતો બંધ થશે.

અ.પક્ષ આટલી વારસુધી ચર્ચા કરી જે સિદ્ધા-

ન્તમાં આવ્યા છીએ તેના ફલાફલના વિષે હમણાં વિચાર કરીને જોઇએ. જડ જગત્ તથા જન મંડળ કાર્યકારણશૃંખલમાં બંધાયલું છે; આ મતથી ઘણું મોટું ફલ ઉત્પન્ન થઇ શકે છે. ચર્ચા કરેલા મત ઉપર જો સઘળા માણસનો સન્દેહ વિનાનો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થાય તો હમણાં જગતમાં જેવી રીતે નિન્દા પ્રસંશા તિરસ્કાર તથા શ્રદ્ધાનું કામ ચાલે છે એ સંપૂર્ણ ફેરવાઈ જાય. કેવળ તેટલું જ નહિ પણ અનુશોચના તથા ઉદ્યોગની વિનાશ દશા થાય.

મિથ્યાવાદી, ઠગનાર, વ્યભિચારી, નરહત્યાકારી, માણસો ગમે એટલી દુષ્ક્રિયાસક્ત થાઓ, તેને તમે શામાટે ધિક્કારો છો ? તેની નિન્દા કરવાનો તમને શો અધિકાર છે ? તેને જ્યારે પોતાની કંઇપણ સ્વતંત્રતા નથી, કાર્ય કારણ શૃંખલમાં તેનાં દેહ મન રાત્ર દિવસ જ્યારે દૃઢ બંધાયલાં છે, નિયમ ચક્રથી જ્યારે તે સર્વદા ફરે છે, ત્યારે તેનો અપરાધ શો ? વળી જે પવિત્ર સાધુલોક હિત વ્રતમાં શરીર મન ઉત્સર્ગ કર્યાંછે, તેની આટલી શા માટે પ્રસંશા કરો છો ? ત તો અખંડનીય નિયમનો દાસ માત્ર છે ! તમે જવાબ આપશો કે સુન્દર પદાર્થ જોયાથી ખુશી થવું એ માણસનો સ્વભાવ છે. સુન્દર ગુલાબ, સુન્દર ચંદ્રમા

જોઇને કોણ આનન્દિત થતું નથી ? ઉત્તમ વસ્તુ જોવાને લોકો કુદરતથી ચાહે છે, ખરાબ વસ્તુ જોવાથી તેને કુદરતી તિરસ્કાર છુટેછે. ચંદ્ર પોતાની ઇચ્છાથી સુન્દર થયો નથી, અને કીચડ પોતાની ઇચ્છાથી મલિન થયો નથી, તો પણ આપણી એવી ખાસિયત છે કે આપણે એકને ચાહ્યા શિવાય રહી શકતા નથી અને બીજાને ધિક્કાર્યા શિવાય રહી શકતા નથી. તેમ માણસના સંબંધમાં પણ છે. સારા માણસને આપણે કુદરતથી ચાહીએ છીએ, ખરાબ માણસને કુદરતથી તિરસ્કાર કરીએ છીએ. પોતાની ઇચ્છા હોય કે નહિ હોય તેમાં શું આવી ગયું ?

આ સઘળું માન્યું. ખરાબ માણસને જરૂર ખરાબ કહેવો, પરન્તુ તેને અપરાધી કહી શકીશું નહિ: કેમકે તે નિયમનો દાસ છે. સારા માણસને જરૂર સારો કહીશું પરન્તુ સારો થવામાં તેની પોતાની કઇ પણ બહાદુરી નથી એ કબૂલ કરવું પડશે; કેમકે તે પણ નિયમનો દાસ છે. જે શીતળાવાળો માણસ રોગના દુઃખથી તરફડે છે, જે રગતપીતવાળા માણસ રસ્તામાં બેસીને બુમો પાડેછે, એને શું તમે ધિક્કારો છો ? લોકોના ઘરમાં જઇને એના રોગને માટે શું એની નિન્દા કરતા ફરોછો? તેમ જો નહિ કરતા હો તો તમારા પડોશીની ચોરી કર-

વાની પ્રવૃત્તિ થઇછે તેની શામાટે નિન્દા કરોછો ? ચોરીની વૃત્તિથી જનમંડલનું જેટલું ખરાબ થાયછે તેના કરતાં શીતલાના રોગથી શું ઓછું નુકશાન થાયછે; વળી જેમ વસન્ત તથા રગતપીતનો રોગ નિયમનું ફળ છે, તેમ ચોરીની વૃત્તિ પણ શું નથી ?

તે વાસ્તે કહેતા હતા કે અદૃષ્ટવાદ અથવા કારણવાદ ઉપર દૃઢ વિશ્વાસ થયાથી જેમ હમણાં જનમંડલમાં નિન્દા પ્રસંશા ચાલેછે તેમ કદી ચાલી શકતી નથી. ચોર, ઠગનાર, નરહત્યાકારી વગેરે માણસને તો પડતા મૂકો, હમણાં જન મંડલની જેવી અવસ્થા છે તેનાં ઘણી જાતનાં દુઃખ જીર્ણદેહ અશક્ત ગરીબ પેટની જવાલાથી બીજાનું અન્ન ચોરેછે, તેને અન્ન પાનથી પરિતુષ્ટ પિતૃ પુરૂષાર્જિત ધન લાભમાં નિશ્ચિન્ત નીતિવેત્તાઓ પણ અન્તરથી ધિક્કારવામાં ઓછાપણું રાખતા નથી. જે યુવતી વિધવા, કુદરતની દુર્નિવાર ઉત્તેજના છોડવાને અશક્ત થઇને કુમાર્ગે પગ મુકે છે, તેને પણ જેણે એશી વરસની ઉમ્મરમાં ચોથું લગ્ન કર્યુ કર્યું છે, તે પણ અસતી તરીકે ધિક્કારવામાં સંકુચિત થતો નથી.

કારણવાદ ઉપર દૃઢ વિશ્વાસ થયાથી સહાનુભૂતિ તથા ક્ષમા હાલના કરતાં હજારો ગણી વધશે તે વિષયમાં

જરા પણ સન્દેહ નથી. લોકો જો જોશે કે મનુષ્ય અવસ્થાનો દાસ માત્ર છે, બ્રહ્માંડ સંચાનો એક અંશ માત્ર છે, તે પોતે સ્વતંત્ર રીતે કાર્યકારણ સૂત્ર છોડીને એક શૂદ્ર કરને પણ હલાવી શકતો નથી, તો શા માટે કર્કશ ભાવથી તેનો તિરસ્કાર કરવામાં પ્રવૃત્ત થશે ? જે વાંસના સોટાના મારથી તમે માથાની વેદના પામોછો, તેને પણ શું તમે તિરસ્કાર કરવા ઇચ્છશો ? બાળક જમીન ઉપર પડ્યાથી ક્રોધાયમાન થઇને જમીનને મારેછે, કેમકે તે ધારે છે કે જમીન ચૈતન્યવાળી વસ્તુછે અને તેણે તેને પોતાની ઇચ્છાથી માર્યો છે. પરન્તુ જ્યારે તે ઉમરે વધતો જાયછે ત્યારે તે સમજે છે કે ભૂમિ ચૈતન્યવાળી તથા સ્વતંત્ર નથી, ત્યારે તે પડ્યાથી તે જમીનના ઉપર ક્રોધાયમાન થશે નહિ. તેમ માણસના સંબંધમાં છે. જ્યારે માણસ સમજેછે કે પ્રત્યેક માણસ શરીર મન કાર્યકારણ સૂત્રમાં બધાયલાછે, ત્યારે કોઇના દોષને માટે તેને કોઇ પણ ધિક્કારશે અથવા તિરસ્કાર કરશે નહિ.

આ ઠેકાણે કોઈ સવાલ કરશે કે ત્યારે શું રાજનૈતિક અને સામાજિક શાસન એકીવારે નીકળી જશે ? સ્વતંત્રતા નથી તેથી શું ચોર અને નરહત્યાકારીને રાજા સજા કરશે નહિ ? અને તેમ થાય તો સંસારમાંથા

શાન્તિ અને શૃંખલા એકીવેળાયે શું જતી રહે નહિ ?

નિશ્ચય જશે. જેઓ કારણવાદના પક્ષપાતી છે તેઓ કદી પણ એવું કહેતા નથી કે રાજનૈતિક તથા સામાજીક શાસન કાઢી નાંખો જે કારણો લોકોનાં ચરિત્ર તથા આચરણને નિયમિત તથા પરિચાલિત કરેછે, તેમાં રાજકીય તથા સામાજીક શાસન મોટું છે. તેથી રાજકીય તથા સામાજીક શાસન કારણવાદના વિરોધી નથી. ઉલટું એઓની સાથે સંપૂર્ણ ન્યાયયુક્ત છે. કારણવાદીયો એવું પણ કહે છે કે મનુષ્ય અભિસંધિના તાબે થઇને કામ કરે છે. દુષ્કર્મથી નિવૃત્તિના પક્ષમાં બીજી અભિસંધિમાં શાસનનો ભય એક અભિસંધિ થઇને ઉભો રહે છે. તેથી સામાજીક તથા રાજકીય શાસનની સાથે કારણવાદની અસંગતિ કેમ રહે ? કારણવાદ માન્યાથી દોષી માણસનો તિરસ્કાર જરૂર કરી શકતા નથી, પરન્તુ ભવિષ્યમાં તે દુષ્કર્મ ન કરે તેને માટે તેને શાસન કરી શકીએ છીયે. એમ કર્યાથી બીજા માણસો દુષ્કર્મ કરવામાં ભય પામશે તેથી સજા કરવી જોઇએ.

અમે આગળ લખી ગયા છીએ કે જે રીતે હાલ જનમંડલમાં નિન્દા પ્રસંશા થાયછે તે કારણ વાદ ઉપર વિશ્વાસ થયાથી કદી ચાલી શકશે નહિ એ

પણ કહેવામાં આવ્યું છે કે, કારણવાદમાં દૃઢ વિશ્વાસ થયાથી અનુશોચના અને ઉદ્યોગ જતો રહેશે.

આ જો ખરૂં હોય તો સર્વેને કબૂલ કરવું પડશે કે એ કારણવાદનું એક ઘણું જ અનિષ્ટકર ધિક્કારવાવાળું ફળ છે. આ ઠેકાણે કારણવાદીઓ વિરક્ત થઇને કહે છે કે કારણવાદથી આવું ખરાબ ફલ કદી ઉત્પન્ન થઇ શકશે નહિં. અમે હવે ખુલ્લીરીતે દેખાડીએ છીએ કે, કારણવાદથી નિશ્ચય આ ઝેરી ફલ ઉત્પન્ન થશે.

આ ઠેકાણે વાંચનાર કહી શકશે કે, તમે કારણવાદ સિદ્ધ કરવાને માટે આટલો તર્કજાલ વિસ્તાર કરી, સ્વતંત્રઇચ્છામતના મૂલમાં કુહાડો માર્યો, હમણાં વળી કારણ વાદના વિરૂદ્ધમાં શામાટે ઉભા થયા તેનું અશુભ ફળ દેખાડવાનો યત્ન શામાટે કરોછો?

આના ઉત્તરમાં આટલું જ કહેવું છે કે, અમે મતના દાસ થવા ઇચ્છતા નથી, સત્યનું અનુસરણ કરવાની ઇચ્છા રાખીએ છીયે. જે વિશુદ્ધ યુક્તિ આપણને દેખાડેછે કે, સ્વતંત્રઇચ્છાનામતની •કંઇ પણ કીંમત નથી, તે વિશુદ્ધ યુક્તિ જ આપણને કહેછે કે ઉપલા મતનું નૈતિક ફલ ઘણું ખરાબ છે.

સૂર્યથી શું અંધકાર આવી શકે છે? સત્યથી શું

અમંગલ ઉત્પન્ન થઇ શકે છે? કારણુવાદ જો ખરો હોય તો તેનાથી અશુભ ફળ કેમ ઉત્પન્ન થાય ? આ પ્રશ્નનો હજી કંઇ જવાબ આપી શકાયો નથી. બે સિદ્ધાન્ત હાલમાં એક બીજાથી વિરૂદ્ધ તરીકે જણાયછે, તો પણુ તેઓમાં ખરેખર સંગતિ રહેવી અસંભવ નથી. સામંજસ્ય કરી શકતા નથી તેથી બે આપત્તિના વિરૂદ્ધ મતમાં એકને ત્યાગ કરવું જોઇએ એ અમે કબૂલ કરતા નથી.

પરન્તુ કારણુવાદીઓએ કહ્યું કે ખરેખર આ ઠેકાણે અસામંજસ્યનો વિષય કંઇ જ નથી. કારણુવાદથી માનવ ચરિત્ર સંબંધમાં કંઈ અશુભ ફળ ઉત્પન્ન થતું નથી.

અમે કહીએ છીએ કે થાય છે. એક ઉદાહરણુ લો એક કારણુવાદીએ જોયું કે પોતાનો જુવાન છોકરો વિદ્યા શીખવા ઉપર ધ્યાન ન આપતાં દહાડે દહાડે ખરાબ થતો જાય છે. તે ઘણો દુઃખિત તથા વિરક્ત થઈને પુત્રને તિરસ્કાર તથા શીખામણુ આપવામાં પ્રવૃત્ત થયો; પુત્રે પિતાને કહ્યું, આપ શા માટે મારો તિરસ્કાર કરો છો ? આપ તો જાણો છો કે સર્વકાર્ય કારણુશૃંખલમાં બંધાયલા છે. હું પોતે સ્વતંત્ર રીતે કંઇ કરી શકતો નથી. મારી દરેક ઇચ્છા, વિચાર

અને કામ આ મોટા બ્રહ્માંડ સંચાનો ભાગ માત્ર છે. જગતના સર્વ બનાવ અખંડનીયછે. યથાયોગ્ય ભવિષ્ય-ની દૃષ્ટિ રાખવા છતાં હું ખરાબ થઇ જઈશ એ હજારો વર્ષની પહેલાં કોઇ કહી શકત. પિતાએ કહ્યું, કારણવાદ સત્ય તરીકે હું તને ઉપદેશ આપું છું કે ઉપદેશથી તારૂં મન ફરશે. પુત્રે કહ્યુ, આપ ઉપદેસ આપો, પરન્તુ કદાચ એના અનાદિકાલથી નક્કી થઇ રહેલું છે કે, આપ સંચાની પેઠે મારો તિરસ્કાર કરશો, અને હું પણ આપનો તિરસ્કાર સંચાની પેઠે અગ્રાહ્ય કરીને ખરાબ થઇ જઇશ. .કાર્યકારણશૃંખલમાં જયારે ભૂત ભવિષ્ય બંધાયલું છે, ત્યારે સારૂં થવાનું હશે તો સારૂં થશે. ખરાબ થવાનું હશે તો ખરાબ થશે.

બીજું એક દૃષ્ટાન્ત. ઘડિયાલ કટ કટ કરે છે. ધારો કે એમાં જ્ઞાન છે. ઘડિયાલમાં ત્રણની જગાએ એક વાગ્યો તમે કંટાળીને ઘડિયાલને કહ્યું, ઘડિયાલ તારો મોટો ગે-રંઇનસાફ છે, જુઠું શા માટે બોલે છે? ઘડિયાલે કહ્યું કે તેમાં મારો દોષ શો ? હું કળ માત્ર છું. મને સ્વતંત્રતા નથી; તેથી અપરાધી નથી; અનુતાપ પણ નથી, ખ રેખર ઘડિયાલ ત્રણની જગાએ એક વાગવાને માટે પોતાને અપરાધી જાણી શકતી નથી, અને પશ્ચાત્તાપ

કરીને ખેદ પણ કરી શકતી નથી. હાય! હાય મે શું કર્યું! હું મહા પાપી છું.”

મનુષ્યનો જો દૃઢ વિશ્વાસ હોય કે તે જ્ઞાનવાળું યંત્ર માત્ર છે, તો તે કદી પણ અનુતાપ કરી શકશે નહિ. કરવું એ અસંભવ છે! કોઇ કહી શકશે કે પુષ્કળ માણસો કારણવાદી છે. પરન્તુ તથાપિ તેઓ અન્યાય કામ કરીને કેમ અનુતાપ કરે છે? એ વાસ્તે કારણવાદના મતઉપર તેઓનો દૃઢ તથા સંપૂર્ણ વિશ્વાસ નથી.

જેમ અનુશોચના અસંભવ છે તેમ યત્ન કરવો પણ અસંભવ છે. ઘડિયાલનું દ્રષ્ટાન્ત પાછું લો. જો ઘડિયાલે ત્રણ વાગ્યાની જગાએ એક વગાડયો તેને તમે કહો કે ઘડિયાલ તુ ભવિષ્યમાં આવું કામ કરીશ ના. ઠીક ત્રણ વાગે ત્યારે ત્રણ વગાડ. ઘડિયાલે જવાબ આપ્યો, હું સંચો છું, યત્ન કરવાની મારામાં શક્તિ નથી, હું વળી કોણ?

મનુષ્ય ઘડિયાળ પણ તેવું કહેશે, હું શું કરૂં! નિયતિના અવિનશ્વર પુસ્તકમાં જે લખેલું રહેલું છે તે જ થશે.

હમણાં જોવામાં આવ્યું કે કારણવાદ ઉપર દૃઢ વિશ્વાસ થયાથી ઉત્કર્ષ મેળવવો અથવા સુધરવાની કોશેશ

એકી વારે વિનષ્ટ થઇ જશે. આળસ સંપૂર્ણ જોર મેળવશે. તેથી સંસારમાં ઘણુંજ અમંગળ થશે. જુમ્મેદારી જતી રહેશે, કેમકે જે યંત્રછે, તેને વળી જુમ્મેદારી તે શી ?

આ ઠેકાણે બુદ્ધિમાન માણસ કહી શકશે કે કદાચ કારણવાદનો મત મિથ્યા છે તથા તેનાં જે ફળની વાત કહેવામાં આવી તે મિથ્યા હશે. અમે કહીએ છીએ કે તેમ થઇ શકે પરન્તુ જો કોઇ તે પ્રમાણ કરી આપે તો સારૂં થાય.

સમાપ્ત.